# ક્રમ

# અખો વરવહુ અને બીજાં

## નાટકો

લેખક

ચન્દ્રવદન ચીમનલાલ મહેતા

પ્રકાશકમંડળ
ધનસુખલાલ મહેતા · વિલોચન ધ્રુવ · ચન્દ્રવદન મહેતા
ગોવાળીઆ તળાવ ગ્રાન્ટરોડ · મુંબાઈ

મુખ્ય વિક્રેતા
આર. આર. શેઠની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ · મુંબાઇ

## આ જ લેખકનાં બીજાં પુસ્તકો

ઇલાકાવ્યો

આગગાડી

ચાંદરણાં

卐

## હવે પછી પ્રગટ થનારાં

નાગાબાવા

રતન

પ્રેમનું મોતી અને બીજાં નાટકો

સંતાકુકડી અને રમકડાંની દુકાન

મર્દ નર્મદ

## કંઈક ઇતિહાસ

**અખો**: ૧૯૨૭ના સપ્ટેમ્બરની ૧૭મી તારીખે ગુજરાત રેલ સંકટનિવારણ ફંડના લાભાર્થે ભજવાએલું નાટક અને અહીં છપાએલું નાટક, એ બેમાં ઘણો ફેરફાર છે

'૨૭માં ભજવેલું નાટક તે તો દોડધામમાં ઉતાવળે રજૂ કરેલી કૃતિ. અખાજીનો પાઠ લેનાર હું અને ડાધુ, ગવૈયા, ગોકુળનાથ, ભક્તજનો વગેરેના પાઠ લેનાર મિત્રો; સૌસૌના વ્યવસાયોને અંગે એકઠા થવા જ મુશ્કેલ; અને થાય તો ક્યાં? એવું સ્થળ મેળવવાની હાડમારી. વળી દાયકા પહેલાં જાહેરમાં પહેલી વખત પાઠ લેનાર એક કુમારી કન્યા; એટલે બધાની સગવડ સાચવવા અખા ભગત ડૉ. યોધના દવાખાનામાં જઇ એમની સાથેનો સંવાદ ત્યાં જ પૂરો કરે; બપોરે રા. કેશવપ્રસાદ દેસાઇની ઑફિસમાં; સાંજે રૂ-વેપારી કોટક બંધુઓને ત્યાં; રાતે સંગીતના જાણકાર ભગવાનલાલ ગાંધીને ત્યાં; કદીક મેડિકલ કૉલેજમાં નિર્ભય ઠક્કર સાથે; સવારે બેન સરલા દેસાઇને ત્યાં, અને રસ્તે ફૂટપાથ પર કમળાકાન્ત લોહાણા, સનત્ કુમાર વીણ, જયન્તકુમાર ભટ્ટ અને પ્રાણલાલ દેસાઇ વગેરે સાથે—એમ કકડે કકડે છુટાંછુટાં જે નામ ગણાવવા જેવાં રિહર્સલો થયાં તે જ. એક અરધું થયું હોય

તો તે નાટક થવાના આગલા દિવસે વિલ્સન કૉલેજના કમ્પાઉન્ડમાં–રાતે ત્યાંના રખેવાળને ખાનગીમાં એક રૂપીઓ આપી ઉપર ગણાવેલામાંથી અરધા ભેગા થયા, ત્યારે. બાકી આજે જેને આપણે ડ્રેસ રિહર્સલ, ગ્રાન્ડ રિહર્સલ, સ્ટેજ રિહર્સલ વગેરે કહીએ છીએ અને કરીએ છીએ એવું કશું જ નહિ. નાટકને દિવસે જ સાંજે એક સામટા બધા ભેગા થયા એ જ સૌભાગ્ય.

એ ઉપરાંત ધર્માદા નાટક, એટલે ટિકિટો ઘેરઘેર જઈ વેચવાની ધમાલ. નાટક કેવુંક થશે એ વિષે ટિકિટ લેનારાઓના તપાસ-પ્રશ્નોના સંતોષકારક ઉત્તરો આપ્યા કરવાની જુમ્મેદારી. વળી બાંધ્યું થીએટર નહિ; ઝેવિઅર કૉલેજનો હૉલ એટલે ખુરશી સંખ્યાની ગોઠવણ, અને ત્યાંના એ અંગ્રેજી તખ્તા ઉપર એક તસુ પૂરતો પણ ફેરફાર નહિ કરવા કૉલેજ-પિતૃઓને આપેલા વચનને પાળવાની કાળજી; સંકટનિવારણ ફંડમાં નાટકની આવક જવાની એટલે દાદ્દઠેરા પાછળ, પડદા, કપડાં વગેરે પાછળ કરવાનો જૂજ ખર્ચ; દીવા પ્રકાશની મુસીબતો; સરકાર માબાપ પોતાની સગવડે આખું નાટક વાંચી જઇ ભજવવાની પરવાનગી વહેલી આપે એ માટે રાખવી પડતી ચિંતા-મિત્રમંડળનો પૂરેપૂરો સહકાર છતાં-એવી વિટંબનાઓમાં ભજવાએલું એ નાટક.

આજે તો એક દાયકામાં કૉન્સર્ટ–નાટકોનો રાફડો ફાટ્યો છે ને સગવડ. સંજોગ પણ ઘણાં વધ્યાં છે, છતાં સ્વતંત્ર રંગભૂમિનું સ્વપ્નું સાચું થવાને હજી બીજા વધારે દાયકાઓની રાહ જોવી પડશે એમ લાગે છે. સહઅભિનય માટેનો સિદ્ધાંત સ્વીકારાતો જાય છે છતાં હજી નથી આપણને અભિનય શીખવા માટેનો જોઈએ એવો શૉખ, કે નથી આપણને રંગભૂમિની ઘટિત સજાવટની કલ્પનાદૃષ્ટિવાળી ત્રીજી આંખ. ઘણું, ઘણું, ઘણું .. નથી, પણ થશે.

૨

ત્યાર પછી '૨૮ માં ગુજરાત વિદ્યાપીઠમાં અને '૩૧ માં કરાંચીમાં ભજવાતાં, ત્યાંથી ઉપયોગી સૂચનાઓ મળતાં, અખાના જીવન તથા એનાં લખાણ સંબંધી વધારે હકીકતો હાથ લાગતાં સુધારેલું વધારેલું તે આ નાટક. ખાસ વધારા બે ત્રણ: એક પ્રવેશકનો. કવિ માંડણ બંધારાના છપ્પા અખાને માર્ગદર્શક હોય, પ્રેરણારૂપ હોય, એ શક્ય કલ્પનાનો ઉપયોગ; બીજું, અમે ભજવતી વખતે બાદશાહના સિપાઇઓની ભાષા હિંદુસ્તાનીમાં રાખી હતી, તે આમાં એ જ પ્રમાણે દાખલ કરી છે; અને ત્રીજું, 'ગુરુ કીધા મેં ગોકુળનાથ, ઘરડા બળદને ઘાલી નાથ' એ પાઠ ખોટો પૂરવાર થતાં, તે કાઢી તેને બદલે સૂચવવામાં આવેલા પાઠનો ઉપયોગ.

શ્રી ગોકુળનાથજી અખાના સમકાલીન હતા જ નહિ એમ કેટલાક કહે છે. શ્રી નટવરલાલ દેસાઇ જયપુરનો પ્રસંગ ગોકુળ ગામમાં હોવાનું સૂચવે છે. ડૉ. નોશરવાન થૂથીએ પોતાના તાજેતરમાં પ્રગટ થએલા 'ગુજરાતનો વૈષ્ણવધર્મ'* એ નામના સંશોધિત માહિતીઓથી ભરપૂર પુસ્તકમાં અખાજી વિષે કેટલીક વિગતોની સ્પષ્ટ ચર્ચા કરી છે. એમાં એને શુદ્ધ વૈષ્ણવ હોવાનો, શાંકર વેદાંતી નહિ પણ વલ્લભ સંપ્રદાયનો જ ગણાવે છે. એ વિદ્વાન સાહેબ તો અખાજી અને બ્રહ્માનંદ વચ્ચેનો પ્રસંગ પણ કદાચ ન બન્યો હોય, અને અખાજીના ગુરુ ગોકુળનાથ જ, એમ પણ સૂચવે છે. ઉપરાંત, અખાની કવિતા જડ, શુષ્ક, નીરસ, કર્કશ, ખરબચડી, એ પ્રચલિત મત ન સ્વીકારતાં એની કવિતામાં

---

*'Vaishnavism in Gujarat

માધુર્ય હોવાનું પૂરવાર કરેછે.એવી બધી તારવણીઓ, મુકાબલાઓ, ગણતરીઓ છેવટનાં જ એમ જ્યાં સુધી આપણે ન સ્વીકારીએ, અને અન્ય વિદ્વાનો એવા નિર્ણયોને હજી વધારે અણછણ્યા રાખે ત્યાં સુધી અખા માટેની પ્રચલિત દંતકથાઓનો મોહ મારાથી ત્યજી શકાયો નથી એ આ સ્થળે કબૂલવા રજા લઉં છું. એટલે અખો કોઇ એક વૈષ્ણવ મંદિરમાં ગએલો, અને તે મંદિર ગમે ત્યાં હોઇ શકે એમ માની આ નાટકમાંનો મંદિર-પ્રવેશ રાખ્યો છે. ગોકુળનાથજીનો પ્રસંગ ખરો હોય કે ખોટો હોય—અખાજી ગોસાંઇજીઓના દાઢઠેરાઓથી કંટાળેલા એમ તો આ નમ્ર લેખકનું માનવું છે જ. ઠેરઠેર અખો એ સંપ્રદાય ઉપર ઠીક ઠીક ચાબખા માર્યે રાખે છે. એની અગાઉના કવિ માંડણે પણ એ જ પ્રમાણે દર્શને ગએલા વૈષ્ણવોનાં ટોળાં ઉપર ચોબાજીઓની પડતી ઝાપટો જેમ ફટકા લગાવ્યે રાખ્યા છે. એટલે એના જમાનામાં એવા દાઢદ્ઠેરા તો ખરા જ એ નિર્વિવાદ છે. અને નર્મગદ્યના મર્દ લેખકે તો જે ચિતાર આપ્યો છે તે તો હદ જ છે. એટલે એ પ્રચલિત દંતકથાના પ્રસંગને ચીતરવાની મારી ઝુંબેશને કોઇ મહા ભયંકર પાપ માની મારા ઉપર રોષ નહિ કરે એવી આશા રાખું છું.

બાકી એણે કેટલી જાત્રા કરી હશે, ક્યાં ક્યાં કરી હશે, એની સાચી જનમ-મરણ તિથિઓ કઇ, એની અમૂલ્ય કૃતિ 'અખેગીતા' કઇ સાલમાં, કેટલી ઉમરે લખાઇ હશે વગેરે પ્રશ્નો માટે અખામતે અહીં એટલું ઉમેરવું જરૂરનું લાગે છે કે ભાષા, વ્યાકરણ કે આડીઅવળી પંચાત, આ ધર્મ તે ધર્મ કે બાહ્યોપચાર, એવા કશાની ચિંતામાં એ પોતે તો પડતો જ નથી, પડવું જોઇએ પણ નહિ એમ એની કૃતિઓ તો કહે છે; એટલું જ

નહિ પણ વિતંડાવાદને—મૂળ વસ્તુને જતી કરનારાઓને તો એ સોની મહાજન સારી રીતે એના રાઠોડી હથોડાથી ધમાધમ ટીપે છે. એવા ઝગડા ભાંગવાની, એ અંધારા કૂવામાં ઊતરવાની તો એ ચોખ્ખી ના જ પાડે છે.

૩

ભજવવાની બાબતમાં જણાવવાનું કે છેલ્લા પ્રવેશમાં સંગીતનો ભાગ વધારે છે, એમાંથી થોડો કાઢી નાખવો. સોરઠાની મજા તો બે સામસામી સાચી હલકથી ઉપાડનારા હોય તો જ આવે, એટલે એવા નટો મળે તો જ એ રાખવા.

એવા ઘટિત ફેરફાર કુશળ સૂત્રધાર જરૂર પડતાં કરી જ શકે છે. અખાનો પાઠ ભજવનાર સંગીત જાણનાર હોય તો સારૂં. મને તો ગાતાં નથી આવડતું, અને વળી પાછો બેસાસુરી, એટલે સાથે એક સંગીત જાણનારને શિષ્ય તરીકે રાખી મેં કામ ચલાવેલું. પહેલી લીટી હું જરા એમ સહેજસહાજ દેખાવની બોલું, પછી ચૂપ; અને પછી જીતુભાઇ મહેતા બધું શિષ્ય તરીકે ગાઈ નાખે, એમ પણ થઇ શકે. પહેલું ભજન માંડણ કવિના ઉખાણાના જ શબ્દો લઈ ઉપજાવેલું છે. કયાંક અખાનાં આખાં ભજનો નથી મૂકયાં, ઉસ્તાદી રાગોમાં ગાતાં લાંબાં પડે એથી. છતાં એમાં પ્રસંગાનુસાર વધઘટ કરી શકાય.

ભજવાયું

૧૯૨૭ મુંબાઇ

૧૯૨૮ અમદાવાદ

૧૯૩૧ કરાંચી

## પ્રવેશક:

[ખાડીઆને રસ્તે પોળનું નાકું:
ભજન ગાતી એક ટોળી આવે છે.]

ભજન

ઢોંગ ધતુરા કરે, રે સહુ જગતમાં ઢોંગ ધતુરા કરે.
ચોકે બેસી ચપરાસી કરે, ને ઘરમાં ભૂખે મરે,
શિરતણા વળી કેશ સમારે, ને દેવું કરતા ફરે–ઢોંગ૦
ટીલાં કાઢી હોઠ હલાવે, મોટી બાંગ પુકારે,
વૈષ્ણવ તો વળી મોટા કા'વે, કર્મ ચંડાલનાં કરે–ઢોંગ૦
અંતરમાં અજવાળાં થાતાં, સચરાચરમાં ચરે,
કવિ માંડણ કહે હરિગુણ ગાતાં ફરી જનમ ના ધરે–ઢોંગ૦

[એક જણ, બીજો, ત્રીજો,
નાકે મળેલા નાગરિકોમાંથી]

એક જણ: ભગતલોક ચોકમાં જાઓ; મહાજન પૂરો દાણો આપી રહેશે; જાઓજી.

ટોળીમાંથી એક: સચ્ચિદાનંદકી જે.

બીજો: અચ્છું ભજન! એ કોણ કવિ માંડણ તે?

એક જણ: કોણ જાણે—અલ્યા પૂછો ને એમને જ. અરે ઓ ભગતજી! એકાદ અહીં પધારો.

[એક જણ પાછો ફરે છે એને]

એ કોણ કવિ માંડણ તે?

ટોળીમાંનો એક: એ કવિ ભગત શિરોહીના. હરિદાસપુત માંડણ બંધારા, સજ્જણ! એનાં ઉખાણાં અદ્ભુત છે.

ત્રીજો: હોય ભાઇ હોય! દેશે દેશે કવિજન. પધારો ચોકમાં, નગરદાનનો પ્રબંધ ત્યાં થશે. જયજય!

ટોળીમાંનો એક: (જતાંજતાં) કલ્યાણ. સજ્જનો! કલ્યાણ!

એક જણ: બહુરત્ના વસુંધરા! અગાઉ પણ એમ એક માંડણ બંધારાની ટોળી આવી હતી; એમાં જાણ્યા પ્રમાણે કવિ ભગત પણ હતા; કૈં યાત્રાએ નીકળ્યા હતા.

બીજો: કવિવાણીની જ કિંમત છે. એ જન્મ્યો ક્યારે ને મૂઓ ક્યારે એની ખબર જ ન પડે. એ તે કેટલો સુખી!

ચોથો: ખરેખર, ન જનમતવારીખ; ન મરણતવારીખ. પણ આ જોષીઓના અને જન્મપત્રિકાઓના જમાનામાં એવો તો કોક જ રડયો ખડયો હશે!

એક જણ: અરે ઘણા યે હશે. બધાનાં કોણ ટપકાં માંડે છે? આજે એ તો ફક્ત શ્રીમંતો નોંધ્યે રાખે. એવા જગજીતનારા તો ઘણા: જન્મ્યા તેની યે નોંધ નહિ; અને શ્રીચરણ થાય તેની તો કોઇને ખબરે ન પડે; અને છતા સુવાસ મેલતા જાય.

બીજો: એ મહાજન.

એક જણ: હા, અને કોઇ વળી વાણીનું અમુલખ ધન મેલતા જાય.

ત્રીજો: એ વળી અમર વીરલા!

એક જણ: છે જ ને—વળી નરસિંહ મહેતો.

ચોથો: સાચો, સાચો; ન જનમતવારીખ ન મરણતવારીખ!

[એક ડાધુ આવે છે.]

બીજો: વળી કોઇએ રૂખસદ લીધી; પોળમાં જીવો ડોસો આવી રહ્યો હતો—

ડાધુ: કોણ છો ભાઇઓ! એ હેંડો દુધેસરની જાત્રા.

એક જણ: હા ભાઈ, કંઇ ચાલશે? ખાંધે લેવા એ તો પુણ્યનું કામ છે. જુવાન કે વૃદ્ધ?

ડાધુ: એ જુવાન, બાપજી! રહીઆદાસને ઘરે–પોળમાં.

એક જણ: કોણ ઊપડયું, જુવાન?

ડાધુ: દીકરી એમની. લ્યો આવતા થાઓ. હું બીજે જાઉં છું.

[જાય છે.]

એક જણ: અરે રામરામ! બચારા અક્ષયદાસ પર આભ ફાટયું.

ચોથો: રહીઆ ડોસા તો હજી હમણાં જ સધાવ્યા ને—

એક જણ: અરે, રહીઆ ડોસા શું, અક્ષયદાસની વહુ ગયાને વરસ નથી થયું!

ત્રીજો: હા, હા; પણ વહુ તો હતી કંકાસીઅણ—એણે તો એનો સંસાર સળગાવેલો.

એક જણ: અરે ભાઇ મૂઆ પછાડી શીદને ભૂંડું બોલવું?

ત્રીજો: ન કેમ બોલે? મૂઆ કેડે જગજીભે ગવાય એ સ્વર્ગે ને સુખી; વગોવાય એ નરકે ને દુ:ખી.

એક જણ: આટલી એની એક બેન, અક્ષયદાસની આંખો હતી. કેટલી ભલી ને મમતાળુ!

ચોથો: બચારો અક્ષયદાસ ઊખડી ગયો હવે.

[બીજા ડાધુઓ એકઠા થવા માંડે છે.]

એક જણ: લ્યો ચાલો, એ પુણ્શાળીની જાત્રાએ નહિ જઇશું તો કયાં જઇશું?

બીજો: ખરેખર કેટલો પવિત્ર જીવ! ઓ ભગવાન!

[બધા પોળમાં જાય છે.]

## અંક પહેલો
## પ્રવેશ પહેલો

[અમદાવાદ, ખાડીઆ, દેસાઈની પોળ, ૨૦–૨૫ વર્ષનો દેખાતો અક્ષયદાસ. સ્મશાનથી પાછા ફરેલા ડાઘુઓ સાથે અક્ષયદાસ બેઠો છે.]

એક જણ: ભાઇ! એ તો થનાર થઇ ગઇ. હવે એવા વિચાર કરવા નકામા છે.

બીજો વૃદ્ધ: દુનિયાનો ધારો જ છે એ તો. જન્મ્યા એટલા જવાના, બાપુ! હવે તો ભગવાનનું નામ લઇ સંતોષ ધરવાનો; થનાર થઇ ગઇ.

ત્રીજો: બધી ભગવાનની માયા છે. આપણા હાથમાં હતું એટલું કરી છૂટ્યા પછી શું? આપણે બધા યે જવાના છીએ એક દા'ડો. કોઇ વ્હેલું તો કોઇ મોડું.

અખો: (નિસાસો નાખે છે) ઓ ભગવાન!

બીજો વૃદ્ધ: એમ નાહિંમત થવામાં શો ફાયદો? એ તો જેવી ભગવાન પ્રભુની મરજી. અમને તો આ ધોળાં થયાં અને હજી અટવાઇએ છીએ, અને આવાં કુમળાં ફૂલ ઊપડી જાય છે એમાં કોનો દોષ કાઢવો? અને આપણે ક્યાં કંઇ કરવું બાકી રાખ્યું હતું જે? એના ગુણ સંભારી ભગવત્સ્મરણમાં મન પરોવી શાંતિ ધરવી. ગયું કોઇ યે પાછું આવ્યું છે ખરૂં? બાપાજી ગયા, ધણીઆણી ગઇ, કોણ આવ્યું પાછું? અને આપણાથી કંઇ જવાવાનું હતું એમની પાછળ?

અખો: (એકાએક ઢળી પડે છે) ઓ મ્હારી બ્હેન રે! [રડે છે.]

બધા: અરે! અરે! ઓ અખાભાઇ! આ ન શોભે હં.

બીજો વૃદ્ધ: અક્ષય, બેટા! આમ થાય કે? રડાય કે આમ? ચાલ બેઠો થઇ જા અને પાણી પી.

અખો: ઓ રે, હું શું કરૂં? એણે મને કોઇની ખોટ લાગવા નથી દીધી. ઘરની તો મારે માથે રજ પણ પડવા નથી દીધી. મારો પડતો બોલ એણે ઝીલ્યો છે.

એક જણ: તે અમે કયાં નથી જાણતા. એના ગુણની તો વાત જ ન પૂછો. આટલી હતી તો યે રોજ બધાની ખબર પૂછે, કેટલો ભાવ રાખે, અને રોજ હોંશથી બોલેચાલે. જ્યારે જુઓ ત્યારે બસ હસતી જ.

અખો: અરે, એણે શું જોયું બિચારીએ?

બીજો વૃદ્ધ: જોવાનું શું હતું? આપણે શું જોઇએ છીએ? એ તો એમ કહે કે છૂટી બાપડી. એ તો આપણે હવે આ કોહેલા કાપડ વડે પુણ્યનો સોદો કરવા નીકળી પડયા છીએ. એણે તો સાર્થક કીધો જનમારો.

ત્રીજો: આ તો બધાં માટીનાં માળખાં છે. એનો વળી શોક-મોહ શો? આત્માનાં અંગરખાં જેવાં આપણાં શરીર, એ તો એમ બદલાયાં જ કરવાનાં.

[જમના પાણીનો લોટો લઇને આવે છે.]

બીજો: અખાભાઈ! લે, ચાલ મોં ધોઇ જરા પાણી પી તો.

અખો: (જરા સ્વસ્થ થતાં) ભાઇઓ! હવે તમે બધા પધારો. તમને મોડું થશે. તમારી લાગણી . . . .

ત્રીજો: અરે, બસબસ. અમે તો જઇશુંસ્તો. એવી ફિકર ના કર. આજ રાત્રે હું અહીં સૂવા આવીશ. કંઇ ગભરાતો નહિ.

બીજો: હા, હા. જરા બેચાર રાત તમે સૂજો અહીં. બનશે

તો હું પણ આવીશ, નહિ તો ફીકાને તો મોકલીશ. ભાઇને એકલું ન લાગે. ખાલી વિચાર ન કર્યા કરતો. હિંમત રાખવી. એ તો ભગવાન આપણી કસોટી કરે છે. આ બધી તો માયા છે. આવવાના જવાના, ચાલ્યા જ કરવાનું. ભાઇ! જ્યાં આપણો ઉપાય જ નહિ! બધી વાત આવી છે, આ એકમાં જ આપણો હાથ નથી. તૂટી તેની બુટી નહિ. ચાલો, જમના બેન! તમે પણ જોજો. ચાલો ભાઇઓ!

[અખો નમસ્કાર કરી ઊભો રહે છે. બધા જાય છે. જમના પાણીનો લોટો મૂકવા અંદર જાય છે.]

અખો: ઓ પ્રભુ!

[એકલો પડતાં પાછો ઢળી પડે છે. ફરી પોક મૂકે છે. જમના દોડતી આવે છે.]

ઓ રે!

જમના: અક્ષયભાઇ! આ શું? તમને શોભે કે આ? રડચેથી કોઇ પાછું આવતું હશે? સુખદુઃખ તો આવ્યા જ કરવાનાં.

[અખો હજી રડે છે.]

અખાભાઇ! અખાભાઇ! બેઠા થાઓ. જુઓ, પછી મારી યે હિંમત ચાલી જશે, અને મને પણ રડવું આવશે. (મહામહેનતે એ પોતાનું રડવું ખાળી રહે છે, આંખો લૂછે છે.) અખાભાઇ! ચાલો ડાહ્યા થઇ જાઓ.

અખો: જમનાબેન! આ નથી ખમાતું.

જમના: શું નથી ખમાતું? ધીરજ રાખીએ. મારે યે કોણ છે જો? એ તો બે ઘડી ભગવાનનું ધ્યાન ધરશો ને, એટલે બધું વિસારે પડશે.

અખો: અરે એ કેટલી ડાહી હતી? સુખેદુઃખે મારી વાંસે. મને જરા લાગવા નથી દીધું. મારે માટે તો અરધી અરધી થઇ જતી. એ ગઇ બિચારી. (નિસાસો નાખે છે.)

જમના: પણ ભાઇ, હવે એના વિચાર શા? ગયું તે ગયું.

અખો: પ્રભુને ત્યાં પણ આવો ન્યાય હશે? મેં શાં પાપ કીધાં હશે? મારા પર ક્યાંથી આ ઉપરાઉપરી ફટકા? ઓ ભગવાન! મને યે સાથે કાં તેડી ન લીધો?

જમના: એમાં પ્રભુનો વાંક કેમ કહાય? શાં યે આપણાં કર્મ હશે? અને આમાં યે શી એની ગત હશે તેની આપણને શી ખબર? એ તો જે કરે છે તે સારાને જ માટે. આપણે તો એનામાં શ્રદ્ધા રાખવી એ જ આપણો ધર્મ છે.

અખો: જમનાબેન! હું બધું સમજું છું. પણ જ્યારે માથે આવી પડે છે, ત્યારે ખમવું મહા વસમું લાગે છે. મારાથી એ નથી ભુલાતી. એ મારી બેન, મારી કેટકેટલી એ સંભાળ રાખતી? જનેતાની માફક જ એણે તો મારૂં જતન કર્યું છે. અને એની આટલી બધી કાળજીનો મેં શો બદલો વાળ્યો? કંઇ જ નહિ, જમનાબેન! કંઇ જ નહિ. પંખી જેવી એ આવીને ઊડી ગઇ અને આ હું રહી ગયો એકલો. બેન રે બેન! તું ક્યાં ચાલી ગઇ? કેમ ચાલી ગઇ? મને સાથે કેમ ના તેડી ગઇ? ઓ પ્રભુ! પ્રભુ!

જમના: ભાઇ! ભાઇ!

અખો: નથી સહેવાતું આ. હું અહીં રહી શું કરૂં એકલો? કોને કાજે જીવવું હવે? મારૂં કોણ રહ્યું? હવે જીવવામાં શો સાર?

જમના: એટલે શું અખાભાઇ? આ નથી છાજતું. કેમ કોઇ નથી? હું છું ને? ગઇ તે તને મને સોંપતી ગઇ. તું જાણે તો છે કે મને ને એને કેટલાં સહીપણાં હતાં? મને પણ એ કેટલી વહાલી હતી! એના આત્માની સાક્ષી રાખી હું કહું છું કે આજથી હું તારી ધર્મભગિની થાઉં છું. અને જિંદગીભર તારી બેન થઇને રહીશ. તારો વાળ પણ વાંકો નહિ થવા દઉં.

અખોઃ જમના! જમના!

જમનાઃ હા, ભાઇ, હા. હું છું. તારે જરા હિંમત હારવાનું કારણ નથી. ચાલ બેઠો થા. એમ નિરાશ થયે શું વળે? દુઃખનું ઓષડ દા'ડા.

અખોઃ બેન! જમનાબેન! કોઇની ખોટ કોઇ પૂરી શક્યું છે? તારો ભાવ હું સમજું છું. પણ ઓ ભગવાન! (ઊભો થઇ પાછો પછડાઇ પડે છે) ઓ મારી બેન રે! ....

જમનાઃ અક્ષુ! અક્ષુ! જો હું ય રડી પડીશ હં! (રડે છે, આંસુ લૂછે છે, પછી) એ શું, અક્ષુ! તું આમ પોક મૂકે એ સારૂં લાગે કે? વાહ!

[બીજો જે વયોવૃદ્ધ છે તે પાછો આવે છે.]

જો કાકા આવ્યા.

બીજો વૃદ્ધઃ અખ્ખુ દીકરા! આમ કંઇ ચાલે કે? આપણાથી રડાય કે આમ? રડીએ તો ઊલટું મરનારને દુઃખ થાય. એની પછાડી આપણાથી જે કંઈ થઇ શકે તે કરી છૂટવું; બેટા! એના ગુણ સંભારીએ, એને પગલે ચાલીએ, તો એનો આત્મા રાજી રહે. ચલ બેઠો થઇ જા. [બહારથી અવાજ આવે છે]

અવાજઃ અક્ષયદાસભાઇ! એ અક્ષયદાસભાઈ!

બીજો વૃદ્ધઃ જો તો બેટા જમના, કોણ છે? બેસાડ એમને.

[જમના બહાર જઈ પાછી આવે છે]

જમનાઃ ક્રિયાકાંડ માટે બ્રાહ્મણ આવ્યા છે.

બીજો વૃદ્ધઃ લે ઊઠ; આપણાથી થાય તે કર્મકાંડ કરીએ. એથી એના આત્માને શાંતિ થાય. બેટા, જમના! જો બધી તૈયારી કર. ને પછી ભાઇને જે રૂચે તે ખાવાનું મૂકી જજે.

અખોઃ મારે કંઇ ખાવું નથી.

જમનાઃ ના વળી, કંઇ ખાધા વિના ચાલે? જે ભાવે તે. તું નહિ ખાય તો હું પણ નહિ ખાઉં.

બીજો વૃદ્ધઃ તું લાવજે ને--ખાશે; નહિ કેમ ખાય? એ તો ડાહ્યો છે. લે ચલ; ક્રિયા કરી લે.

[અખો ને વૃદ્ધ બંને બહારના ખંડમાં જાય છે.]

જમનાઃ મને આટલું લાગે છે, તો એને કેટલું લાગતું હશે? આવા કાજગરાં મોત, ભગવાન! શા માટે નિર્મ્યાં હશે?

પ ડ દો

## પ્રવેશ : બીજો

[અખા સોનીનું ઘરઃ દેસાઈની પોળ અમદાવાદ. પાંચેક વર્ષ પછી. અખો એક ધ્યાનથી એરણ પર કંઠી ઘડી રહ્યો છે.]

અખોઃ (એકલો ગણગણે છે.)

'ક્યા માગું, મેં ક્યા માગું,
ઐસી ટૂકી સી જિંદગી મેં ક્યા માગું?'

[એક ઘરાક આવે છે.]

ઘરાકઃ આ આટલા બધા ધ્યાનથી કોની કંઠી ઘડી રહ્યા છો?

અખોઃ અહો! આવો, આવો, લાલદાસ શેઠ! તમે ક્યારે આવ્યા?

લાલદાસઃ ધ્યાન ક્યાં છે તમારૂં? કંઇ ખૂબ કાળજીથી કંઠી ઘડી રહ્યા છો ને? કોની છે?

અખોઃ ઘરાકની નથી, શેઠ!

લાલદાસઃ એ તો હોય જ ને! નહિ તો આટલા બધા ધ્યાનથી ઘડો ખરા? તમારે માટે બનાવો છો, એમ? ટંકશાળમાં કંઇ હાથ પડ્યો લાગે છે!

અખોઃ અરે એ શું બોલ્યા? કોઇ સાંભળશે તો યે અમસ્થા આપણને બંનેને ગુનેગાર ગણશે.

લાલદાસઃ ના રે, હું તો મશ્કરી કરૂં છું.

અખોઃ અરે હા શેઠ! તમારા પેટમાં તો પાપ નથી, પણ આપણા લોક અદેખાઇમાં પૂરા છે. બાદશાહની ટંકશાળ; એટલે પ્રમાણિકપણું ને ચોકસાઇ ન હોય તો માર્યા જઇએ.

લાલદાસ: અરે હું ક્યાં જાણતો નથી? ને તમને ન ઓળખું? નહિ તો તમારે બારણે આવું યે ખરો?

અખોઃ એ ખરૂં. પણ શેઠ! તમારે તો બે ઘડી હસવું, પણ વાયે વાયે વાત જાય ને હસવાનું ખસવું થાય. આજે તો શેઠ, જ્યાં જુઓ ત્યાં ચાડી, ચુગલી, નિંદા, પ્રપંચનો પાર નથી. અને એક તો અમારૂં નામ જ ચોરનું!

લાલદાસઃ ખરૂં છે ભાઇ, ખરૂં છે. આજે કોઇની ચડતી કોઇથી દેખી ખમાતી નથી. લોકને શું? પણ કહો તો ખરા કે આ કોની છે?

અખોઃ આ તો અમારા પાડોશમાં જમનાબેન છે ને, એમની કંઠી છે. આ લ્યો, તમારાથી કંઈ છાનું છે? મૂળ વાત એમ જે એના ત્રણસો રૂપિયા મને સોંપી મૂક્યા હતા. એ બાઇ માણસ એટલે કોણ સાચવે? એ ત્રણ વર્ષથી મારે ત્યાં જ પડી રહ્યા હતા. હવે એમને કંઠી પહેરવાનો વિચાર થયો તે આ ઘડી આપી. આજનો એમનો વાયદો–તે કદાચ ને હમણાં જ ડોકિયું કરશે. આ સાફ કરવાની જ વાર છે. લ્યો જુઓને; કેવી છે?

લાલદાસઃ (જોતાજોતા) કંઠી તો અખાભાઇ, ઘણી જ સુંદર. આપીકી ગણી બનાવેલી એટલે પછી પૂછવું જ શું? આશરે કેટલા તોલાની હશે?

અખોઃ એ તો હવે તમે જ કહોને.

લાલદાસઃ અરે એ કંઈ અમારાં કામ! આ તો તમે ત્રણસો રૂપિયા કહ્યા એટલે પૂછ્યું.

અખોઃ (હસતાં) કેમ?

લાલદાસઃ વધારેની લાગે છે, એટલે પૂછ્યું. માલ બનાવી ન જાણીએ પણ આશરે કિંમતની તો સમજ પડે ખરી કની?

અખોઃ તમારૂં ધારવું બરાબર છે.

લાલદાસઃ હજી મજૂરી તો હું ગણુતો નથી, તો યે ચારસો સાડીચારસોનું તો સોનું જ થાય. કેમ ખરૂં ને?

[જમના આવે છે.]

જમનાઃ કેમ અખાભાઇ, કંઠી તૈયાર થઇ કે? આજે તો મારે પહેરવી જ છે.

અખોઃ આ હમણાં જ તમને સંભાર્યાં હતાં. આ રહી. છે તો તૈયાર, પણ જરા સાફ કરી આપું એટલી વાર છે.

જમનાઃ કેટલી વાર લાગશે હજી?

અખોઃ અરે વાર શાની ?

જમનાઃ ના ના, પછી સાફ કરજો; હમણાં તો હું પહેરી જ જાઉં છું. મારે હમણાં બહાર જવું છે.

લાલદાસઃ જમનાબેન! તમે નસીબદાર તો ખરાં હં.

જમનાઃ કેમ?

અખોઃ કંઈ નહિ; એ તો શેઠને કંઠી ઘણી ગમી ગઇ તેથી કહે છે. તમને કેવી લાગી?

જમના: અરે કંઠી તો સરસ—બહુ સરસ બનાવી છે હોં, વાહ! પહેરી જ જઉં છું; પછી સાફ કરી આપશો ને?

અખો: અરે, પણ મેં ના ક્યારે કહી છે? લાવજો ને. ગમી એટલે બસ. આ ત્રણ દિવસથી મેં બીજું કશું હાથ પર લીધું જ નથી. આ શેઠનું ઘડવાનું પણ એમ જ રહ્યું છે ને!

જમના: અરે ગમી તો ઘણી જ, લ્યો પહેરી જ લઉં છું. ચાલો જઉં છું, પછી આવીશ.

અખો: પણ આવડી ધાડ શી! આવ્યાં શું ને ચાલ્યાં શું?

જમના: જરા ઉતાવળે જવું છે; પછીથી આવીશ, હં? જઉં છું, અખાભાઇ!

અખો: વારૂ! આવજો જમનાબેન!

[જમના જાય છે.]

લાલદાસ: ચાલો હવે મારાં કડાં લો.

અખો: શેઠ, મારે આ સગી બેન કરતાં પણ વધારે છે હં? અને એનો પણ મારા પર બહુ ભાવ, હોં?

લાલદાસ: ભાઇ, લેણાદેણીની વાત છે. હવે અમારાં કડાં ક્યારે આપશો?

અખો: અરે હાં, જુઓની આજે કયો વાર?

લાલદાસ: મંગળવાર.

અખો: બસ તો—

[બહારથી અવાજ]

અવાજ: એ અખેદાસ સોની કા ઘર કીધર હય?

અખો: એ ઇધર ભાઇ ઇધર! આવો. કંઇ બાદશાહી ફરમાન લાગે છે.

[બાદશાહના બે સિપાઇઓ દાખલ થાય છે.]

એક સિપાઈઃ ટંકશાલકે અમલદાર રહીઆદાસ સોની કુટુંબકા અખેદાસકો બાદશાહ સલામતકા ફરમાન હય.

અખોઃ પણ છે શું?

એક સિપાઇઃ યે ખરીતા હય—પઢો. [કાગળ ધરે છે.]

અખો:(ખરીતો લેતાં)પણ ખાં સાહેબ, કંઇ કારણ તો કહેશોને?

એક સિપાઇઃ વો સબ ઇસમેં લિખા હય.

અખોઃ લ્યો શેઠ વાંચો; તમે તો હોશિયાર છો.

લાલદાસઃ (મહામહેનતે વાંચે છે) દેસાઇકી ખિડકીમેં રહનેવાલે રહીઆદાસ કુટુંબકે સોની અક્ષયદાસને ટંકસાલમેં ઉસીકા અમલ દરમ્યાન સોનાચાંદીકે સિક્કેમેં દુસરી ગલત ધાતુ મિલાયા હય વૈસા ઉસકે પર આરોપ હય. ઇસ લિયે બાદશાહ સલામતકી સુબેદારી કચેરીમેં અભી હાજર હોનેકા ફરમાન હય.

અખોઃ મારા પર આરોપ? ખાં સાહબ! કંઇક ભૂલ થાય છે.

પહેલો સિપાઇઃ વો સબ કચેરીમેં કહના. ચલો અભી, દેરી મત કરો.

લાલદાસઃ ખાં સાહેબ! અખેદાસ કદી એવું કરે એ મનાય જ નહિ.

પહેલો સિપાઇઃ વો હમ ના જાને. એ ફરમાન બરાબર ઉન્હે અભી આના હી પડેગા.

લાલદાસઃ ભાઇ! કંઇ બાદશાહના ફરમાનને ના પડાવાની હતી? જઇ આવોની, એટલે ખબર પડશે.

અખોઃ હાસ્તો કંઇ છૂટકો છે? જોયુંને? ઘડીની ખબર નથી. પણ આપણે શી ચંતા? જેના દિલમાં મેલ એને ડંખ. ચાલો ખાં સાહબ, જરી અંગરખો પાઘડી પહેરી લઉં.

[અખો અંદર જાય છે.]

લાલદાસઃ ખાં સાહેબ! આ શી ભાંજગડ છે? અખેદાસ કદી એવું કરે નહિ. બચારો ભગવાનનો માણુસ–નેક માણુસ.

એક સિપાઈઃ કયા માલૂમ! કચેરીમેં કુછ ખટપટ ચલતી હય. કીસીને કુછ ધોકા દે દીયા હોગા.

લાલદાસઃ એમ જ હશે; નહિ તો બધા તો સોની વાલમાંથી રતી ચોરે, ત્યારે આ તો ઉમેરે એવો માણુસ છે. આ તો એનો કંઇ દિવસ જ વાંકો, બાકી એના પર આવું આળ?

બીજો સિપાઈ: ટંકશાલકે અમલદાર પર સબકી નજર રહતી હય. [અખો અંદરથી બહાર આવે છે.]

અખોઃ ચલો ખાં સાહેબ! તમે, ભાઇ, બેસજો; હું હમણાં જ પાછો આવીશ, ઘણું કરીને તો.

[સિપાઇઓ સાથે એ પણ જાય છે.]

લાલદાસઃ શો કળજગ આવ્યો છે? અખાભાઇ જેવા પર આળ! સરકારી નોકરીમાં કોઇ સલામત જ નહિ? આવો નિખાલસ માણુસ, પ્રમાણિક માણુસ; સીધો પાધરો એનો ધંધો કર્યા કરે; કોઇની સાથે ખટપટ નહિ, વાત નહિ. ખરેખર! કળજુગના માયાવી બંધનમાં જગત ઘેરાતું જાય છે. એ તો જે થાય તે જોયા કરવાનું. પણ અખેભાઇને કંઇ આંચ નહિ આવે.

[બે જણ લડતા લડતા આવે છે.]

એકઃ એ અખેભાઇ! અખેભાઇ!

લાલદાસઃ અખેભાઈ તો નથી ભાઇ, કેમ?

બીજો: એ ભાઇશાબ, આ અમારો ટંટો પતાવવો છે. આમણે સારું કર્યું, હવે એકદમ ફરી જાય છે.

એકઃ (ઘાંટા પાડીને) કોણે સારું કર્યું હતું? શા જુઠ્ઠી વાત લાવ્યો છે? સારું કેવું ને વાત કેવી?

લાલદાસ: પણ તમે ઘાંટા પાડતા રહો, ને–જરા મને કહો તો ખરા કે શેનું સારૂં છે? શી વાત છે?

બીજો: અરે ભઇશાબ, એમની છોકરીનું વેવીશાળ મારા કીકા હારે કર્યું, ને હવે એ ફરી જાય એ—

લાલદાસ: તે તમારો કીકો કેટલા વર્ષનો?

બીજો: દશ વર્ષનો વળી, કેમ?

લાલદાસ: દશ વર્ષનો! અને એને પરણાવવા નીકળ્યા છો?

બીજો: અરે એ તે કાંઇ નાનો કહેવાય? એ તો એને કન્યા આલવી નથી, એટલે વાંકુ પડયું. નહિ તો ગઇ સાલનાં લગન થઇ ગયાં હોત.

એક: હા, હા, એમ લગન થઈ ગયાં હોત! ભાઇશાબ, કંઇ વાતચીત જ નહિ ને–આ તો લઇ જ પડવાનું.

બીજો: હવે જુઠ્ઠું! ખાઓ મારા સોગન!

એક: હવે એમ લગનમાં તે સોગન ખવાતા હશે?

લાલદાસ: પણ તેમાં આ ઝગડો અહીં શા માટે લઈ આવ્યા છો?

એક: એ એ અખાભાઇને લવાદ નેમવા. તદ્દન નસ્વાર્થી માણસ. તે ઝપ દઇને ફૂડચો કરે. કયાં બહાર ગયા છે?

લાલદાસ: હા, કચેરીમાં ગયા છે; થોડીક વારમાં આવવા જોઇએ.

બીજો: ત્યારે હેંડો પછી આવશું.

એક: ના, ના, એ આ એક વારનું પતાવ્યા વના હું નહિ હેંડું.

લાલદાસ: ભાઇ! જરા મોડેથી આવજો. આમ લડવાડ કરો તે કંઇ ઠીક કહેવાય? આપમેળે સમજી જવું જોઇએ.

એક: ઠીક ભઇશાબ! પણ આવા જૂઠાં આળ ચડાવે—

બીજો: હવે સામો સરજોરી ના કરજે; કોણ આળ ચડાવે છે?

એક: કોણ આળ ચડાવે છે?

બીજો: હા, કોણ આળ ચડાવે છે?

એક: અરે તમે જ કો'ની, કોણ આળ ચડાવે છે તે!

લાલદાસ: અરે પણ જરા ઠંડા પડો ભાઇ, પારકે ઘેર આ શું ધાંધલ માંડી બેઠા છો?

એક: જુઓને, આ નાહકની ઉપાધિ.

[બહાર ઢોલ વાગતો સંભળાય છે.]

લાલદાસ: જાઓ પણે બહાર નટપૂતળીનો ખેલ આવ્યો એ જુઓ, લઢો નહિ.

[જોરથી ઢોલ સંભળાય છે.]

બંને: હા, હા, ચલો: એ ભઇશાબ, પછી આવશું અમે.

[જાય છે. ઢોલ વાગતો ધીમે ધીમે બંધ થાય છે.]

લાલદાસ: હજી આ ઢીંગલાઢીંગલીનાં લગ્ન આપણે ત્યાં? ને હજી કેટલો યે કાળ સુધી ચાલશે! અને એની પ્રજા પણ કેવી નબળી નીવડશે! ઓ ભગવાન!

[જમના આવે છે.]

જમના: કેમ, અખેભાઇ નથી?

લાલદાસ: ના, કચેરીમાં ગયા છે.

જમના: કચેરીમાં? ત્યાં કેમ?

લાલદાસ: એમના પર સોના ચાંદીમાં હલકી ધાતુ ભેળવવાનો આરોપ મુકાયો છે, તે બાદશાહના સિપાઈ આવીને લઈ ગયા.

જમના: હાયહાય! અખેભાઇ પર એવો આરોપ! શું કહો છો?

લાલદાસ: ખરૂં કહું છું. કોઈ અદેખાનું કારસ્તાન લાગે છે.

જમના: ઓ પ્રભુ! શું થશે હવે?

લાલદાસ: સિપાઇઓ કહેતા હતા કે કોઈની કાનભંભેરણી

છે એટલે છૂટીને જ આવશે. હવે તમે અહીં બેસો તો હું દરબારમાં જતો આવું. મને પણ ચિંતા થાય છે.

જમના: હા, હા. હું અહીં બેઠી છું. તમે જલદી જાઓ, ને કંઈ ખબર પડે કે તરત મને કહી જજો. અખેભાઇને કંઇ થાય નહિ એ જોજો, હં.

[લાલદાસ જાય છે.]

જમના: અરેરે! આ મારા જ પાપનું ફળ તો નહિ હોય? મને યે શી બુદ્ધિ સૂઝી? એનો મારા પર કેટલો ભાવ! કેટલું હેત! કેટલી લાગણી! મારા એની પાસે મૂકેલા ત્રણસો રૂપીઆ. એના પર મેં અવિશ્વાસ આણી આ કંઠીને બ્હાને એ લઈ લેવાનો મનસૂબો કર્યો. એણે બિચારાએ કેટલી હોંસથી આ કંઠી કરી આપી! કીધી તો કીધી, પણ એમાં ગાંઠના સો રૂપીઆ ઉમેર્યા. એણે એટલું કર્યું, ત્યારે મેં મૂર્ખીએ એમાં અણુવિશ્વાસ આણી કંઠીની ચોકસીને ત્યાં કિંમત કરાવી. અરેરે! મને એ શું સૂઝ્યું? એનો મારે માટે કેટલો નિઃસ્વાર્થ ભાવ. એનો મેં આવો બદલો વાળ્યો! મારૂં જ પાપ એને નહિ નડ્યું હોય? અપરાધ મારો ને ગુનેગાર એ. આ તો ચોર કોટવાળને દંડે એવું થયું. ઓ ભગવાન! એ જાણશે ત્યારે એને કેટલું લાગશે! મેં આ શું કીધું? બનશે તો એને હું કહીશ જ નહિ. પણ આ કંઠી પર ચોકસીએ મૂકેલો કાપ કંઇ છૂપો રહેશે? અને હું આપીશ નહિ તો યે એ તો સાફ કરવા માગશે જ. જગતમાં આવો ભાઇ તે ક્યાંથી પામીશ? મેં માગી લીધેલો મારો ભાઇ, ને એણે મૂકેલો મારામાં વિશ્વાસ, અને એને આપેલા મારા વચનમાંથી હું ચળી! ઓ ભાઇ! ભાઇ! મને માફ કર. અખેભાઇ! અખેભાઇ!

[અખો આવે છે.]

અખોઃ કંઇ ચિંતા ન કર, કંઇ નથી. જમના બેન! હું નિર્દોષ ઠર્યો છું.

જમનાઃ (સફાળી) અખેભાઇ! અખેભાઇ! આવ્યા તમે? આવ્યા તમે?

અખોઃ હા. ઈશ્વરે લાજ રાખી લીધી છે. કોઇએ સુબેદારને જૂઠું ભંભેર્યું હતું.

જમનાઃ ચાલો સારૂં થયું! (અચકાતાં) સત્યનો અંતે જય જ થાય છે.

અખોઃ હા, પણ જગતનાં પાખંડોનો પણ પાર નથી હોતો તો. આવાં જૂઠાણાંથી શો ફાયદો થતો હશે?

જમનાઃ તમારા પેલા ઘરાક તમને મળ્યા? એ તમને જોવા જ દરબારમાં ગયા છે.

અખોઃ હા. એ મને રસ્તે મળ્યા. હમણાં આવે છે પાછા. કેમ કંઠી લાવ્યાં છો? લાવો સાફ કરી આપું.

જમનાઃ ના, ના. હવે સાફ કર્યા વગર ચાલશે.

અખોઃ અરે સાફ કર્યા વિના ચાલે? ચળક જ નહિ આવે; લાવો.

જમનાઃ લ્યો. ને...ને અખાભાઇ! (કંઠી આપતાં) આ કાપ છે તે પણ જરા સમો કરી આપો ને?

અખોઃ (કંઠી લઇને) આ શેનો કાપ છે?

જમનાઃ અરે એતો અમસ્તો. ઉંદર બુંદર...ના ના, કોણ જાણે કેમ એ કાપ પડયો. પણ બરાબર થશે ને?

અખોઃ જમના બેન! શી વાત કરો છો? આટલી વારમાં અને ઉંદરનો કાપ! મને ખરૂં કહો.

જમનાઃ એ જાણીને શું કામ છે? તમે સમો નહિ કરી આપો?

અખોઃ દશ વાર સમો કરી આપીશ. કયારે ના કહી છે?

પણ મારે આ કાપ વિષે જાણવું જ છે.

જમના: તે હું નથી કહેવાની ત્યારે.

અખો: બેન! યાદ છે? તમે મારાં ધર્મભગિની છાઓ. મારાથી આજે છુપાવો છો ને? મને જ નથી કહેવું? આજે મારાથી આટલી જુદાઇ રાખવા માંડી એમ જ ને?

જમના: ભાઇ! એવું આણવાની જરા યે જરૂર નથી. એ કહેવામાં કંઇ લાભ નથી, એટલે નથી કહેતી.

અખો: લાભ કે ગેરલાભ! જે હશે તે વેઠવા હું તૈયાર છું. મને તમારા ભાઇ તરીકે ઓળખતાં હો, તો કહો.

જમના: ભાઇ! સત્તરવાર ભાઇ! જન્મોજન્મ મળજો મને તારા જેવો ભાઇ. (ઓવરણાં લે છે) મને માફ કરો અખેભાઇ! પણ મેં મૂર્ખીએ ભૂલ કરી છે.

[રડે છે]

અખો: હોય, ભૂલ તો કોણ નથી કરતું? જે હોય તે જમના બેન! એવું તે શું છે? મને જરૂર કહો.

જમના: ભાઇ! શું કહું? મેં તારામાં અવિશ્વાસ આણ્યો અને આ કંઠી ચોકસી પાસે કિંમત કરાવવા લઇ ગઇ. ત્યાં ચોકસીએ મૂકેલો આ કાપ છે. મને માફ કર ભાઇ! તારી નિઃસ્વાર્થ લાગણીનો આ બદલો! અરેરે, મને એટલો પસ્તાવો થાય છે! મને કોકે ભંભેરી. સોનીના ધંધા પર આળ ચડાવ્યાં. સત્યાનાશ જાય એ ભંભેરનારનું! અખેભાઇ! અખેભાઇ!

[રડે છે.]

અખો: (બેત્રણ ક્ષણ પછી) બેન રડ નહિ. હમણાં આ તને બરાબર કરી આપું છું, અને બીજું પણ કંઈ જોઇતુંકરતું હોય તો આપું.

જમનાઃ મને કંઇ નહિ જોઇએ. તું જેવો ભાઇ મળ્યો, એથી વધારે મને શું જોઇએ? અરે રે! મને આ શી મતિ સૂઝી?

અખોઃ હવે પસ્તાવો કર્યે શો ફાયદો? કંઇ નહિ. એમાં તારો દોષ છે જ નહિ. આ જગતની માયા જ એવી છે. પાખંડથી ભરેલી આ દુનિયામાં આપણે પામર માત્ર, ઘણી યે વાર એમ ભરમાઇએ છીએ. હશે. મારા મનમાં કંઇ જ નથી. આ ઘર તારૂં ગણીને જ વાપરજે; એ તો આ મારા પરની આળઘડી આવીને ચાલી ગઇ.

જમનાઃ અખાભાઇ! આવું ફરીથી નહિ કરૂં, હોં? હું શું મોં બતાવી રહું તને? તારા મનમાં કંઇ નહિ રાખે ને? હું જાઉં છું.

અખોઃ (વિચારમાં લીન) કંઈ ઓછું ના આણતી, જમના! આવજે હં!

[જમના જાય છે.]

માટીના માળખામાં આટલો બધો પ્રપંચ, એમ? માનવમાત્રને માયાનાં બંધન છે, એમ? મારી બેન જેવી આ બેન, જેને મેં બેન કરતાં પણ અધિક ગણી એને પણ મારામાં વિશ્વાસ નહિ! પાંચ પાંચ વર્ષ આટલી નિમકહલાલ સેવા બજાવી તો યે સુબેદારના મનમાં મારે માટે અવિશ્વાસ આવ્યો! લોભ ને અદેખાઇના સડાથી ઊભરાઇ રહેલા આ જગતમાં પ્રમાણિકપણાને ક્યાંય પણ સ્થાન નથી શું? શું થવા બેઠું છે? સગીબેન જેવી બેન ભાઈમાં વિશ્વાસ ન મૂકે, એ હડહડતો કળજુગ નહિ તો બીજું શું? હો! હો! માનવજીવન કેટલું સડેલું છે! માયાનાં આવરણ કેવાં લીલાંપીળાં દેખાડે છે!

જગતના આદિકાળથી જન્મેલી ઓ માયાનટી! ખરેખર, તારાં અટપટાં આવરણોમાં સઘળાં ગુલામ છે. તારી ઇન્દ્રજાળ-

વિદ્યા, તારા વિવિધ સંકલ્પવિકલ્પ, તારા તરેહવાર વેષરંગ, તારી ચિત્રવિચિત્ર પ્રપંચલીલા, તારી કૂવા પરના ચક્કર જેવી ગતિ, તારૂં ચંચળ ચાતુર્ય, એ સર્વ વડે તું માનવજાતને મર્કટ માફક નચવી રહી છે! રે, બાળકના ઘંઘેલિયા રમાડી રહી છે! ધન્ય છે તને! અંતે તું કોને નથી ઠગતી? કોને દગો નથી દેતી? કરસણી કરસણ ઉગાડે ને પછી કાચુંપાકું જોયા વગર કાપી ખાય, એમ તું પણ કંઇક રંગરાગ ઉત્પન્ન કરી ક્યારે કંઇકને ગળી ખાય છે, એનો ભરોસો પણ નહિ!

સોનીનો ધંધો એટલે જગતના અવિશ્વાસને પાત્ર ધંધો! સોની એટલે વાલમાંથી રતી ચોરે જ. સોની થયો ત્યારે આ દુઃખ ને? સોનું ઘડયું ત્યારે આળ આવ્યાં ને?–મારે નથી કરવો એ ધંધો. આ સાણસી, ચીપીઓ, ભૂંગળી બધું લાવ નાખું કૂવામાં કે થાય નિરાંત.

[બધું ઉચકી અંદર નાખવા જાય છે ને ઘરાક આવે છે.]

લાલદાસ: અખેભાઈ!

અખો: (અંદરથી આવી) આવો શેઠ! કેમ, કંઇ બહુ રોકાણા?

લાલદાસ: નાકે એક ભજનમંડળી આવી હતી ત્યાં જરા સાંભળવા ઊભો રહ્યો.

અખો: ઠીક ઠીક. લ્યો આ તમારાં કડાં, ક્યાંક બીજે કરાવી લેજો. લ્યો તોળી લો તમારૂં સોનું.

[અખો તોળવા બેસે છે.]

લાલદાસ: પણ આ શું કરો છો એ તો કહો? આ શું?

અખો: શેઠ! સોનીનો ધંધો હવે નહિ કરવાનો મેં નિશ્ચય કર્યો છે. બહુ રળ્યા, બહુ કમાયા, બહુ આપણું ગણ્યું. આ

બધાં વલખાં છે. શેઠજી, પાણીમાંથી માખણ નહિ નીકળે. સોના-મખી સોનું નહિ થાય. કૂતરો હાડકાં ચાટે તેથી પેટ નહિ ભરાય. સાબુખારે ધોતાં મન નહિ ધોવાય! આ બધાં ફાંફાં છે.

[અખો આંટા મારતો જાય છે.]

લાલદાસઃ પણ અખેદાસ! આ શું કરો છો? જરા બેસીને વાત તો કરો! અકળવકળ કેમ ફરો છો?

અખોઃ બસ, શેઠ! બસ. બહુ જોયું, બહુ માણ્યું. સગાં-વહાલાં, સંસારવ્યવહાર બધો નાટક જોઇ લીધો. હું સોની શું, તમે શેઠ શું?

ભૂત પંચનો આ સંસાર, મૂરખ વહે તે વરણ અહંકાર
ભાત ચલાવા વરણ; કોઇ મસ્તક, હસ્ત કટિ ચરણ!
બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શુદ્ર સૌ હરિનો પિંડ, કોઇ નથી ક્ષુદ્ર,
ભણ્યાગણ્યા ભલે પાકે પંચ, ન્યાય ઉકેલે જાણે સંચ.
સભાપતિ થઇ બેસે મધ્ય, આતમની નહિ જાણે વિધ
કશે મળે નહિ કુંવારી ગાય; ડાલા આવ્યા ને ભુલા જાય.

લાલદાસઃ પણ અખેદાસ! આ શું થવા બેઠું છે તમને?—આ પોટલાં શાનાં કાઢો છો; ને આ ઘરેણાંનો ઢગલો શાનો કરો છો?

અખોઃ—

આ મહા વલગણી માયા પાપણી, જેમ સેવીએ તેમ ડસે સાપણી;
રંગઢંગ માયામાં ઘણાં, સૌ કોઈ સેવક છે માયાતણાં.
સર્વ મંત્ર, ઔષધ ઉપચાર; જાગ્યો હવે હું ટળ્યો સંસાર.

લ્યો આ—લાલદાસ શેઠ! મારા તમે અસલ ઘરાક ને સ્નેહી સજ્જન છો. આટલું સુપરત કરૂં છું. આ ટીપ, ને આ ઘરેણાં. આ ટીપ ન ઉકલે તો પડખેથી બોલાવજો વિદ્યાધરને. એ ભણેલ

છે, એણે આ લખેલ છે. સૌ સૌનું સોંપી દેજો. શેઠજી, મને તમારા પર હજી વિશ્વાસ છે.

લાલદાસ; પણ આનો કંઇ અરથ? અખેદાસ કંઇ ગાંડા થઇ ગયા છો કે શું?

અખો: અને શેઠજી! આ ઘર, માલમિલકત જે કંઇ આમાંથી નીકળે તેની વ્યવસ્થા તમારે શિર; ગમે તો બધું જમનાબેનને આપજો.

લાલદાસ: અખેદાસ! અખેદાસ!

અખો: હવે અખેદાસ ઇશ્વરરૂપી જહાજે ચડ્યો.

વા પાણી સઘળો સંસાર, તેનો શું આણવો ઇતબાર.
હવે મને જીવતાં પહેલાં મરેલો જ સમજજો.
તાણો જીવ મારો ગયો ટળી; હવે સંશયવાણો રહેશે મળી.
અખે જગતથી અવળું કર્યું; જીવત મૂકી મરણ આદર્યું.

બસ શેઠજી! આ આટલી વિનતિ મારી ધ્યાન ધરજો. સંસાર મિથ્યા છે! આ માયાવી બંધન જૂઠાં છે. એમાંથી નીકળ્યે જ છૂટકો. ગુરુ વિના જ્ઞાન નહિ; બ્રહ્મજ્ઞાનની શોધમાં જાઉં છું.

પ્રભુ પામવા મારગ એક, સદ્‌ગુરુ શરણે જ્ઞાનવિવેક;
બીજા મારગ કોટાકોટ, રહે આવર્યા ગુણની ઓટ;
અખો ઊડ્યો હવે આકાશ, તેને નોય પૃથ્વીના પાશ.

લાલદાસ: અખેદાસ! અખેદાસ! (અખો અંદર જાય છે.)

[દૂરથી એક ભજનમંડળી ગાતીગાતી આવતી સંભળાય છે. વૈષ્ણવજનની ધૂન સંભળાવા માંડે છે.]

અખો: (બહાર આવી) શેઠ! અહીંથી ઊઠ્યા છો તો ઇશ્વરના સોગન. તમે જમનાબેનને પણ હમણાં કશું કહેશો નહિ.

[ભજનમંડળીનો અવાજ સ્પષ્ટ રીતે આવે છે, તે બંને સાંભળી રહે છે.]

વૈષ્ણવ જન તો તેને રે કહીએ જે પીડ પરાઈ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે તો યે મન અભિમાન ન આણે રે!

અખોઃ (મોટેથી) લાલદાસ શેઠ! જયજય!
વૈષ્ણવ જન તો તેને રે કહીએ.

[સહુ અવાજ ભેળો ગાતો-ગાતો અખો ચાલ્યો જાય છે.]

લાલદાસઃ પણ ક્યાં અખેદાસ! ક્યાં? આ બધો અહીં ઢગલો કરી ક્યાં?

[ધીમેધીમે અવાજ ઓછો થતો જાય છે ને પડદો.]

## પ્રવેશ ૩

[કાશીની યાત્રાએ જતાં રસ્તે ગોસાંઈજીનું મંદિર. દર્શનના સમયને હજી વાર છે. ઉસ્તાદ ગવૈયો બેઠાબેઠા ગાઈ રહ્યો છે.]

(માલકોષ)

નંદકિશોર સેં પ્રીત કીની
બીજમેં બદનામ હોઇ ચૂકી:
પ્રીતકે બાન લગે મેરે તનમેં,
જિંદગાનીસે હાથ મંય ધોઇ ચૂકી;
કોઇ એક કહો, કોઇ લાખ કહો
અબ હોને વાલી સો હોઇ ચૂકી;
મીરાં કે' પ્રભુ ગિરધર નાગર
સુધ બુધ સબ મેં ખોઇ ચૂકી.

[ગીત દરમ્યાન બેપાંચ દર્શને આવેલા ભક્તો 'રાધેશ્યામ', 'રાધેશ્યામ' કરતા આસપાસ બેસતા રહે છે. લાલદાસ, વિદ્યાધર અને અખો પૂર ભભકાથી મંદિરમાં પ્રવેશે છે.]

અખો: જય શ્રીકૃષ્ણ.

છડીદાર: આઇએ આઇએ, આપ અક્ષયદાસ સેઠજી—આઇએ. દર્શન કરો. કૈસો હો સેઠજી, સારો છે ને?

અખો: ભગવત્કૃપાથી આનંદ છે. મહારાજશ્રીની મુલાકાત ક્યારે થશે?

છડીદાર: અભી થસે. અભી એ તારી ખબર પુછતા'થા. દર્શન કરો ફિર મહારાજશ્રી પાસ ચલો. જય અક્ષયદાસ સેઠકી! મહારાજ કિતને દિન અભી મુકામ છે?

અખો: એ તો મહારાજશ્રીને મળ્યા પછી વાત. હમણાં તો દર્શનની અપેક્ષા છે.

છડીદાર: હા, હા, હા. ચલો સેઠજી. અંદર ચલો. દર્શન કરો. જય શ્રીક્રિષ્ણ, જય શ્રીવલ્લભ, જય!

[બંને અંદર જાય છે. બેત્રણ ભકતો વાતો કરતા નીકળે છે.]

૧: અમદાવાદનો મોટો સેઠજી હે.

૨: બડો લક્ષ્મીવાન હે, ભાવિક હે. મંદિરની ધર્મશાળામેં ઊતર્યો હે.

૧: હા, હા. કાલ સાંઝકો આયો હે. બડો સેઠજી હે. આજ પરસાદ કરનેવાલો હે.

૨: હાં, વો આવે ઓ.

[અખો ને છડીદાર પાછા આવે છે.]

છડીદાર: જય! ગોસ્વામી મહારાજકી જય!

અખો: ગોસ્વામી મહારાજકી જય!

[ભકતો જતા રહે છે. ગોંસાઈજી મહારાજ ત્યાં પધારે છે ને બાજઠ આગળ આવી બેસે છે. પછી તરત તેની પગચંપી થવા માંડે છે.]

અખો: જય જય! નમસ્કાર!

[પગે પડે છે, ચરણુરજ મસ્તકે ચડાવે છે.]

ગોસ્વામી: કયોં અક્ષયદાસ! કૈસો હે.

અખો: ,આનંદ છે મહારાજ. આપના દર્શનથી કૃતાર્થ થયો.

ગોસ્વામી: કોન હે રે! આજ અક્ષયદાસ શેઠજીકે નામસે મહાપ્રસાદ હોને દો.

છડીદાર: જો આજ્ઞા મહારાજ! વાહ, ખરો સેઠજી હે. મહાપ્રસાદ! મહાપ્રસાદ!

અખો: આપની ઘણી કૃપા થઇ મહારાજ! આપની કૃપાથી પાવન થયો.

ગોસ્વામી: કેમ, મુકામ તો બરાબર છે ને?

અખો: આપની કૃપાથી બધી સગવડ મળી છે. અમદાવાદથી પાછો યાત્રાએ નીકળ્યો છું. કાશી સુધી જવું છે. મારા મનમાં થયું કે રસ્તામાં આપનાં દર્શન કરતો જાઉં એટલે અહીં આવ્યો, અને આ વખત સાથે આ બે સ્નેહીઓને પણ આપનાં દર્શન માટે લાવ્યો છું. આ લાલદાસજી અને આ વિદ્યાધર.

[બંને પ્રણામ કરે છે.]

ગોસ્વામી: ઠીક કર્યો. ઇચ્છા હોઇ સો પૂર્ણ કરવી જ જોઇએ.

અખો: આપના સત્સંગનો લાભ લેવાની જ મારી તો ઇચ્છા હતી. અને એક વિનતિ પણ કરવાની છે, મહારાજ. આજ્ઞા હોય તો કહું.

ગોસ્વામીઃ વિનતિ! કહો કહો, અક્ષયદાસ કહો.

[બિચાર ભક્તો દર્શન કરવા દોડતા જયશ્રીકૃષ્ણ પોકારતા આવે છે.]

છડીદારઃ દર્શન બંધ ભયો. ઇતના દેરસે કૈસે આતે હો? ચલે જાઓ અભી.

[ભક્તો નિરાશ થઇ ગોસ્વામીજી સામે જુએ છે.]

ગોસ્વામીઃ હાં, બોલો શેઠજી. ક્યા હય?

છડીદારઃ જાઓ અભી. મહારાજ કામમેં હય. અભી શણગાર કે સમે આના.

[ભક્તો નિરાશ થઈ મહારાજને દૂરથી પગે લાગી સંતોષ માની જાય છે.]

અખોઃ મહારાજ! આ વખત મારી એવી ઇચ્છા છે કે કાશી પહોંચું એ પહેલાં મારે કોઇ યોગ્ય ગુરુ પાસે ગુરુદીક્ષા લેવી છે.

ગોસ્વામીઃ અરે, હજી તેં ગુરુદીક્ષા નથી લીધી?

અખોઃ ના મહારાજ. અમદાવાદમાં નાનપણમાં લીધી હશે પણ યોગ્ય ગુરુ વિનાની શા કામની?

ગોસ્વામીઃ અક્ષયદાસ! સાચી ગુરુદીક્ષા વિના યાત્રાનાં પુણ્ય નથી મળતાં. હું આપું ગુરુદીક્ષા. અરે, કોઇ બ્રહ્મસૂત્ર લે આઓ તો.

અખોઃ આપની મારા પર અનહદ કૃપા થાય છે, મહારાજ!

ગોસ્વામીઃ તેરા જનમમરણકા ફેરા ટળી ગયો. તેરા જીવનકા મર્મ આવડ્યો. હવે તું ચિંતા નહિ કરતો.

[છડીદાર થાળમાં સૂત્ર લઈ આવે છે]

લે આવ, અક્ષયદાસ! (અખાના ગળામાં દોરા બાંધતાં) બોલો . . .

[કાનમાં મંત્ર કહે છે.]

અખોઃ શ્રીકૃષ્ણ શરણં મમ!

ગોસ્વામીઃ ચૂપ, એ મંત્ર મોટેથી બોલવાનો નથી. જયશ્રીકૃષ્ણ!

અખોઃ (પિછોડીમાં બાંધેલા રૂપિયા થાળમાં ઠાલવતો) મહારાજ! મારા રાંકના ગજા પ્રમાણે ભેટ ધરૂં છું; સ્વીકારો.

ગોસ્વામીઃ (બેદરકારીથી થાળને આંગળી અડકાડતાં) એ તો શક્તિ અને ભાવનાની વાત છે, અક્ષયદાસ! ગુરુ વિના જ્ઞાન નથી થતું. તું અહીં આવ્યો તે સારૂં કર્યું. મેં કેટલાયને ગુરુદીક્ષા આપી છે. મને કંઇ ભેટનો મોહ નથી. તારા જેવો કોઇ ભાવિક પ્રભુચરણે દઈ જાય તો ઠીક છે; નહિ તો આપણે તો જય શ્રીકૃષ્ણ. કહો, કેટલા દિન મુકામ છે?

અખોઃ જી, ગુરુદીક્ષા લીધી. હવે કાશી જવામાં ખોટી શું કામ કરૂં? છતાં આપની ઇચ્છા પ્રમાણે વર્તીશ હું તો.

ગોસ્વામીઃ નહિ. અભી પાંચસાત દિવસ ઠેરો જા. મહા મહોત્સવ હોનેકે વાલે હે. તેરા નામનો મહોત્સવ કરવાની હું આજ્ઞા આપીશ ને રાધેસ્યામની પૂર્ણ કૃપા થશે. એઇ, પરસાદ કયું નહિ લાતા, અભી?

છડીદારઃ યે હાજર હય, પ્રભુ! જે અક્ષયદાસકી જે. બોલો જય શ્રીકૃષ્ણ!

ગોસ્વામીઃ પ્રસાદ લ્યો, અક્ષયદાસ: ચરણામૃત લ્યો. તેરા પાપકો નાશ હોગો તું અક્ષય સુખ પાવેગો. અરે આજે માઇલોક ઓર કોઇ દર્શનકો નહિ આયા?

છડીદારઃ આઇ હય. આપકી પ્રતીક્ષા કર રહી હય.

ગોસ્વામીઃ (ઊભા થાય છે) જય શ્રીકૃષ્ણ! ફરી દર્શને આવશે ને? મારે તો અભી જવો છે; તું બી આવવો હોય તો ચાલ.

અખોઃ મને તો ક્ષમા કરો મહારાજ! બહુ કૃપા થઇ. હું તો હવે ઉતારે જઇશ.

ગોસ્વામીઃ જેવી તારી મરજી. ત્યાં આરામ કરો.

અખોઃ જય શ્રીકૃષ્ણ!

[મહારાજ જાય છે.]

છડીદારઃ અક્ષયદાસ સેઠજી! તું તો બડા ભાવિક સેઠજી હે, બડા ધાર્મિક હે. કૈ સેઠ આ ગયે ઇધર, તું જેસા કોઇ નહિ આયા.

અખોઃ ભાઇ! આપણાથી થાય એટલી ભક્તિ કરી છૂટવી.

છડીદારઃ સાચો છે સેઠજી, સાચો છે. સેઠજી, મહાપ્રભુજીકે ઇતની ભેટ ધરી, ઓર હમકો કુછ ભેટ નહિ ધરેગા? મૈં બી મહાપ્રભુજીકા અવતાર હે.

અખોઃ શું?

છડીદારઃ યે સબ મહાપ્રભુજીકે અવતાર હે. ઉસકી લીલા હે. તું લીલા હે, મૈં લીલા હૂં. હમકો પ્રસન્ન કરો. તેરા ભલા હોયગા સેઠજી!

અખોઃ (અંગરખામાં હાથ નાખે છે.)

છડીદારઃ (હાથ જોડી) અબી ના હો તો કલ. ઉતાવળ નથી મને. મુકામ પર આ જાઉંગા.

અખોઃ લ્યો.

છડીદારઃ વાહવાહ! વાહવાહ! આનંદ ભયો. અક્ષયદાસકી જે. રાધેશ્યામકી જે. ગોવર્ધનધારીકી જે. મખ્ખનચોરકી જે. બડા સેઠજી! ભલા સેઠજી! કૈસા ઉદાર સેઠજી! કૈસા ભાવિક સેઠજી! જયજય.

[જાય છે.]

અખોઃ ઓ પ્રભુ! આ તો પૈસાનો પૂજારી લાગે છે. જોયું? બધા લોભના અવતારી છે. ચાર દિવસથી જોઇએ છીએ તો મોટા અન્નકૂટ બનાવ્યા જાય છે. ભાતના મોટામોટા ડુંગરો,

ને રોટલીના થોકડા. ભગવાનને ખાવાપીવા સિવાય કંઇ બીજો ધંધો જ નથી લાગતો. સવાર પડે છે ને શણગાર સજે છે એમાં એક ઘડી. નહાય છે એમાં એક ઘડી. જમવામાં તો વાત જ ન કરવી. પછી નિરાંતે ઊંઘે છે. વળી પાછાં ભોજન ચાલે. જગતનું યંત્ર યથાર્થ ચલાવવાનો સમય ક્યાંથી લાવે પછી ? અને આ મહારાજો તો દોરો જ બાંધી જાણે છે. આત્માનું કલ્યાણ એ શું કરી શકે ? વાતો કરતાં આવડે છે; ટાપટીપ કરતાં આવડે છે; ખાતાં આવડે છે; ધનિકોને લૂંટતાં આવડે છે; પોતાનું પેટ ભરવામાં કૃષ્ણાર્પણ માનતાં આવડે છે; પ્રસાદનું શાસ્ત્ર આવડે છે. એ ગડમથલમાં કંઇ આપણો દિવસ નહિ વળે. મનનો મેલ તો એટલો જ રહે છે અહીં. આપણે તો મન શુદ્ધ કરવું છે. મારે તો જોઇએ છે શાંતિ. આત્માની પરમ શાંતિની શોધમાં હું તો નીકળ્યો છું. આ જગતની પ્રપંચજાળમાંથી મને મુક્ત કરે, આ માયાનાં આવરણોથી મને રહિત કરે, મારા મનનો મદ, મોહ, લોભ, ક્ષોભ ટાળે, મને પરમ આનંદનો અનુભવ કરાવે એવી અલૌકિક અને દિવ્ય, ગહન અને ગૂઢ, અભય અને નિશ્ચલ શાંતિ મને જોઇએ છે. ક્યાં—ક્યાં છે એવી શાંતિ અહીં ? અહીં તો તરકીબો છે, જૂહાણાં છે, લાંચરૂશ્વતો છે, રંગરાગ છે, ભોગઠાઠ છે. ચાલો, અહીંથી તો વહેલો રસ્તો માપવામાં જ સાર છે. [જાય છે.]

# અંક બીજો

## પ્રવેશ પહેલો

[કાશી: બ્રહ્માનંદની મઢુલી: રાત્રિ: ગંગાતટ]

બ્રહ્માનંદ: જૈસે શરદઋતુમેં આકાશ નિર્મલ હો જાતા હે, વૈસેહિ માયાકા વિનાશ હોનેકે સાથ આત્માકા પ્રકાશ હોતા હે.

શિષ્ય: જી મહારાજ.

બ્રહ્માનંદ: ઔર જિસે આત્માકા પ્રકાશ હોતા હૈ ઉસકા અહંભાવ નષ્ટ હો જાતા હૈ, વો તત્ત્વદર્શી હો જાતા હૈ, ઔર સંસારકે સાથ ઉસકે કુછ ભી લેપન નહિ રહેતા હૈ, વહ સર્વત્ર ચૈતન્યકા હી દર્શન કરતા હૈ.

શિષ્ય: જી મહારાજ.

બ્રહ્માનંદ: ઔર બચ્ચા! ઉસકો સબ જગત મિથ્યા લગતા હૈ, વહ સદા સત્ય ભાષણ કરતા હૈ, ક્ષમાવાન હોતા હૈ. ઐસે ત્રીસ લક્ષણોંસે જીવનમુક્ત હો જાતા હૈ.

શિષ્ય: જી મહારાજ.

બ્રહ્માનંદ: ભક્તિ, જ્ઞાન ઔર વૈરાગ્ય યે તીનોં પ્રકારોંસે પ્રભુકા વાસ્તવિક સ્વરૂપ, જિસે કૈવલ્યસ્વરૂપ કહતે હૈ, પ્રાપ્ત હોતા હૈ. જિસે સૂઝ હો જાતી હૈ ઉસકો વહ તીનોં વસ્તુઓંમેં કિસી ભી તરાહકા ભેદ નહિ દિખાઇ દેતા. [જરા અટકે છે.]

અચ્છા, બોલ બચ્ચા! દેખ, જ્ઞાન દો પ્રકારકા હોતા હૈ. દ્વૈત ઔર અદ્વૈત. દ્વૈત કિતને પ્રકારકા હોતા હૈ?

[શિષ્ય ઊંઘે છે.]

અખો: (બહારથી જ ડોકિયું કરે છે, થોભે છે ને બોલે છે)

તીન પ્રકારકા મહારાજ! ભાવાદ્વૈત, ક્રિયાદ્વૈત ઓર દ્રવ્યાદ્વૈત.

બ્રહ્માનંદ: કૌન હૈ?

[અખો ચૂપ બેસી રહે છે.]

બ્રહ્માનંદ: બહાર કૌન હૈ. (બહાર આવી આમતેમ જુએ છે) કૌન? અખા! મુઝે દસ બારા વખ્ત દક્ષિણા દેનેકો આયા થા વોહી? ઇસ સમય ઇધર કયસે? ઇધર ક્યા કરતા થા?

[અખો ચૂપ જ ઊભો રહે છે.]

બ્રહ્માનંદ: બોલ, સત્ય કહ દે. ઇધર ક્યા કરતા થા?

અખો: ક્ષમા કરો, મહારાજ! આપનો નિત્ય ઉપદેશ શ્રવણ કરૂં છું. મને આપ અધિકારી નહિ સમજી ઉપદેશ નહિ આપો એવા ભયથી હું રોજ આવી રીતે આપનો ઉપદેશ સાંભળું છું. બહુ વર્ષો ભટક્યો. સદ્‌ગુરુની શોધમાં બહુ રખડ્યો. આપનાં દર્શન થતાં જ જ્ઞાનાત્મા જાગી ગયો. અત્યારે શિષ્યને ઊંઘતો જોઇ એણે હુંકારો ન આપવાથી કદાચ આપ ઉપદેશ આપતા અટકી પડો, એટલે મેં ઉત્તર આપ્યો છે. મહારાજ, ક્ષમા યાચું છું.

બ્રહ્માનંદ: કુછ નહિ, બચ્ચા! મુઝે અધિક આનંદ હુઆ. તુઝે એક પ્રશ્ન કરતા હૂં. સૃષ્ટિદષ્ટિવાદ ઔર દષ્ટિસૃષ્ટિવાદકા ક્યા ભેદ હૈ?

અખો: મહારાજ! આપના ઉપદેશમાંથી જે કંઇ ગ્રહણ કર્યું છે એ વડે ઉત્તર આપું છું. વેદાંતશાસ્ત્રમાં મુખ્ય જે બે પ્રક્રિયાઓ કહી છે, એને સૃષ્ટિદષ્ટિવાદ ને દષ્ટિસૃષ્ટિવાદ કહે છે. આ વિશ્વની રચના પરબ્રહ્મની સંકલ્પમાયા છે અને જીવની મોહદષ્ટિથી એ જેવી નજરે પડે છે એને સૃષ્ટિદષ્ટિવાદ કહે છે. અને બીજો પ્રકાર જેમાં સૃષ્ટિ વાસ્તવિક તો સત્ય જ છે, પરબ્રહ્મનું વિરાટ રૂપ છે, પણ જીવની અજ્ઞાનમયી ભાવનાથી બાહ્યસૃષ્ટિ જે દેખાય છે તેને દષ્ટિસૃષ્ટિવાદ કહે છે.

બ્રહ્માનંદ: વાહ, તૂને બ્હોત અચ્છા મમ પાયા હૈ; હાં, દોનોંમેં કોનસા વાદ અચ્છા હૈ ?

અખો: મહારાજ ! કૈવલ્ય સ્વરૂપનું જ્ઞાન થવાને તો દૃષ્ટિ-સૃષ્ટિવાદ જ શ્રેષ્ઠ છે; કારણકે જોગ, ધ્યાન, તપ, તીરથ, ત્યાગ, ભક્તિ, કર્મ, વૈરાગ્ય એ સહુ પરબ્રહ્મના રંગ છે. આ સૃષ્ટિ તો પરમ સ્વામીનો એક અભંગ યોગ છે. પરમાત્મા એક અખંડ યોગી છે. આ સંસાર યોગની અદ્‌ભુત ચૈતન્યમય ધારા છે. એમાં આત્માનું સ્વરૂપ વિરાટ છે; અને જેમ સૂરજ અને તેજનો, સાગર અને તરંગનો સંબંધ છે, તેવો આત્મા અને પરમાત્માનો સંબંધ છે. અદ્વૈતધ્યાની બ્રહ્મમહેલમાં રહે છે, અને પોતે ધ્યાતા અને ધ્યેય બંને બની રહે છે. એનો આત્મા એનું પ્રતિબિંબ છે.

બ્રહ્માનંદ: વાહ ! વાહ ! મેરા આત્મા પ્રસન્ન હુઆ હૈ, તૂને સબ સૂઝ પાયા હૈ. તૂ જ્ઞાનકા ઉત્તમ અધિકારી હૈ. ચલ, આ, મહામાયા ગંગામૈયાકા પાન કરાકે તુજે અભી મૈં મહામંત્ર દેતા હૂં. ઇસસે તુજે આત્મસાક્ષાત્કાર હોગા.

[વિદ્યાધર અને લાલદાસ આવે છે.]

વિદ્યાધર: હું કાશી આવી સંસ્કૃત ભણ્યો અને આ વખત અખેદાસ સાથે આવ્યો, એમાં કેટલો ફેર! અહીં આવ્યા, ભણ્યા-ગણ્યા, વળી અમદાવાદમાં પંડિત કહેવાયા, જાતજાતનો વિદ્યાભ્યાસ કર્યો, પણ આ અંતઃકરણમાં તો અંધારૂં ઘોર જ હતું.

લાલદાસ: એ તો છે જ ને ભાઈ! આ અખાજી યે વળી કેટલું ભણેલા હતા જે? છતાં એમનો ઉદ્ધાર થઈ ગયો જ સમજો. એમના શાસ્ત્રાર્થથી સૌકોઇ છક જ થઇ ગયા છે.

વિદ્યાધર: ભાઈ! જ્ઞાનનું ખરૂં રહસ્ય જ આપણે નથી સમજતા ને આડીઅવળી પંચાતમાં માથાઝીક કર્યા કરીએ છીએ;

તે ક્યાંથી દા'ડો વળે?—લો, આ અખાજી અને ગુરુમહારાજ જ આવે. [અખો અને બ્રહ્માનંદ આવે છે.]

અખોઃ હવે હું નાથની સાથે ખેલી રહ્યો છું. અંતરમાં બ્રહ્મ-જ્યોત પ્રગટ થઇ ગઇ છે, માયા બળી ગઇ છે, જનમ-મરણનો ફેરો ટળી ગયો છે, રામરસાયન પી લીધો છે; હો, હો, બ્રહ્મ-ખુમારી ચડી છે. ખરેખર! અકલ કલા ખેલત નર જ્ઞાની, સંતો! બાત બડી મહાપદકી; શબ્દસાન કછુ નહિ લાગત ઐસી સ્થિતિ બેહદકી, બાત બડી મહાપદકી.

વિદ્યાધરઃ જય ગુરુ બ્રહ્માનંદજીનો જય! અખેદાસજીનો જય!

અખોઃ આજનો આનંદ અદ્‌ભુત છે. અદ્‌ભુત આનંદ આયા, અબ મોહે અદ્‌ભુત આનંદ આયા. અહોહો, હૈયું થનગન નાચી રહ્યું છે. સદ્‌ગુરુએ સાચો પંથ બતાવી દીધો છે. ગાઓ ભાઇ ગાઓઃ

સદ્‌ગુરુ મળીઆ! સાંસા ટળીઆ
નિર્ભય નામ બતાયાજી;
લખચોરાસીનો રાહ ચુકાવ્યો ને
અખંડને ઘર આણ્યાજી.—સદ્‌ગુરુ૦
ગગને ગરજ્યાં ને સરવણે સુણીઆ,
ધૂનમેં ધ્યાન લગાયાજી;
વણુવાદળીએ વીજ ચમૂકે,
મતમતાંત મેલાયાજી.—સદ્‌ગુરુ૦
અખો કહે હું તો કંઈ નવ જાણું
મેં તો હરિના ગુણ ગાયાજી;
લખચોરાસીનો રાહ ચુકાવ્યો ને
અખંડને ઘર આણ્યાજી.—સદ્‌ગુરુ૦

પડદો

## પ્રવેશ બીજો

[અગાઉનું મંદિર: છડીદાર અને એક ચોબો ભાંગ
વાટી પી રહ્યા છે. બંને કૂદાકૂદ કરતા ગાય છે.]

છડીદાર અને ચોબો: (નાચતાં નાચતાં)

બસ રંગ, બના તડતંગ, મગજ કર રંગ, પીઓજી ભંગ.
મચા કર જંગ, અજબ હે રંગ, પીઓજી ભંગ;
બસ રંગ! . .
ભંગ નીલી, ભંગ પીલી, ભંગ પીનેમેં હય મજા
ભંગ પીનેસે હોતી હે અખિયાં લાલ ઔર દિલ ધજા;
ગગનમેં ઊડત ઓર દેતી ઠંડ ભંગ
ડોલત, નાચત, સબ જન ભાગત, રાચત એ દિલ ચંગ.
હો રંગ; બના તડતંગ . .

[ગાય છે. દરમિયાન અખો અને
શિષ્યો આવી ઊભા રહી જુએ છે.]

અખો: રામ રમે જગ સારા! સંતો રામ રમે જગ સારા.

છડીદાર: યે કૌન આયો?

અખો: આ છડીદારને તો હું ઓળખું છું. આટલે સુધી આવ્યા છીએ તો ગોસ્વામીનાં દર્શન પણ કરતા જઇએ. કેમ છડીદાર?

છડીદાર: અરે ભૈયા કૌન હૈ તૂ?

અખો: કેમ ભાઇ! ભૂલી ગયો એટલામાં? ગોસ્વામીજીનાં દર્શન કરવાં છે.

છડીદાર: અરે પણ તૂ હૈ કૌન?

અખો: વાહ, ભૂલી ગયો? હા. સાત આઠ વર્ષો પણ થયાં ને? કહેને દર્શન ક્યારે થશે?

છડીદાર: કયસા દર્શન? કિસકા દર્શન? દર્શન કરના હૈ! યુંહી દર્શન હોતા હૈ ક્યા? કુછ ભેટ ધરો, પ્રસાદ કરાઓ, ભાંગ પિલાઓ તો દર્શન હોવે ભી સહી.

અખો: શું પૈસા વિના દર્શન થાય જ નહિ? ભગવાનનાં દર્શન કરવામાં પૈસાની જરૂર પડે છે?

છડીદાર: તો ભગવાનકે દર્શન કરો. ના કૌન કહતે હૈ? લેકિન મહારાજકો દર્શન એસો નહિ હોતો હૈ.

અખો: ભગવાનનાં દર્શન વગર પૈસે અને મહારાજનાં દર્શન કરવામાં પૈસો જોઇએ? વાહ ભાઈ વાહ!

છડીદાર: અભી ઇધર ટકટક મત કરો.

અખો: છડીદાર, તું મને નથી ઓળખતો? જા, મહારાજ ગોસ્વામીજીને કહે કે અમદાવાદના અક્ષયદાસ શેઠ મળવા માગે છે.

છડીદાર: કૌન અખેદાસ સેઠજી! તૂ અખેદાસ! અરે, વાહજી વાહ. કિસે બનાતે હો? અખેદાસજી કી તો ક્યા બાત!

લાલદાસ: ભૈયા! એ અખેદાસ જ છે.

છડીદાર: જાઓ રસ્તા પકડો, ઢોંગી! નિકલો યહાંસે. કયસો કલજુગ આયો હૈ! ઢોંગી લોગ અખેદાસ બનકર આયે હૈ. ચલો! અખેદાસ સેઠકા તો કયસા ઠાઠ! ઐસા સુદામા જૈસા નહિ થા. ચલો નીકલો!

અખો: ભાઇ હું અખેદાસ જ. કાશીથી પાછો ઘેર જાઉં છું.

છડીદાર: બસ ચૂપ! તૂ અખેદાસ? અખેદાસને તો યહાં બડો મહોત્સવ કિયો થો, બડો પરસાદ દિયો થો. રાધેસ્યામકો તો

ઐસી ભક્તિ પરસન હૈ. ગાના, ખાના, હમકો કુછ ભાંગ પિલાના, તો હોગા કુછ!

અખો: અહીં પૈસાની જ પૂજા થતી લાગે છે. ભલો તમારો ભગવાન! ભગવાનને ખાવાનું નથી મળતું શું? તે અખેદાસ જ આપતો હતો કેમ? ભગવાનને એમ ખવડાવનાર અખેદાસ આજે રહ્યો નથી. એ તો દંભી, શેઠ, અખેદાસ હતો; પ્રપંચનું પૂતળું હતો; મોહ, મદ, મત્સરથી ભરેલો હતો.

છડીદાર: બકવાટ મત કરો, ખાલી કાહે પાપ સિર લેતે હો.

અખો: પાપ! પાપપુણ્યનો ભેદ કદી જાણ્યો છે ખરો? મારો ભગવાન દિવસમાં દસ વખત દર્શન નથી દેતો. સેવક જગાડે ત્યારે જાગે, નવડાવે ત્યારે નહાય, વસ્ત્રો પહેરાવે ત્યારે વસ્ત્રો પહેરે, એવો મારો ભગવાન નથી. એ તો રાતદિવસ દર્શન દે છે. એ તો સદા મારી પાસે જ છે. મહાપ્રસાદના ઢગલાથી એ પ્રસન્ન નથી થતો.

છડીદાર: અબ હમ તુમ્હેં બહાર નિકાલ ડાલેંગે.

અખો: (જરા તાપથી) બસ કરો, જાઓ. મહારાજને કહો કે અખેદાસ દર્શન કરવા આવ્યો છે.

[છડીદાર ધ્રૂજતો ધ્રૂજતો જાય છે.]

અખો: જોયું, આ વેષધારી મહારાજો કેવા પ્રપંચી છે તે? પરમેશ્વર તો પ્રપંચની પાર છે. આ તો બધા જ્ઞાન વિનાનાં સાધન છે. પૂતળાં જ; ઍાઠાં.

સો અંધામાં કાણો રાવ, આંધળાને કાણામાં ભાવ.
સૌનાં નેત્રો ફૂટી ગયાં, ગુરુઆચાર્ય જ કાણા થયા.
વૈષ્ણવ ભેખ ધરીને ફરે, પરસાદ ટાણે પત્રાવળાં ધરે.
રાંધ્યાં ધાન વખાણતા જાય, જેમ પીરસે તેમ ઝાઝાં ખાય.

[અંદરથી ગોરસ્વામીનો પ્રચંડ
હસવાનો અવાજ આવે છે.]

અહાહાહા! અખેદાસ! બોલો, અખેદાસ તો બડે ધનવાન થે. બાહર નિકાલો ઉસે.

[છડીદાર આવે છે.]

એક સ્રીઃ ભૈયા! સ્વામીજીનાં દર્શન કરવાં છે.

છડીદારઃ હાં ચલો, માઇ ચલો.

[બંને અંદર જાય છે.]

અખોઃ આ ગુરુદીક્ષા આપવાવાળા આ ગુરુ! ઓ ભગવાન!

ગુણ જોઇને ગુરુને શોધ, જે ગુરુ આપે તત્ત્વનો બોધ.
પરને વળગતો હીંડે અંધ, આંખાળો નવ વળગે ખંધ.
સદ્દગુરુવિનાગળેબાંધીશિલા એમઅખાભમ્યાભલાભલા.

વિદ્યાધરઃ આ બધા મોહના આવરણથી ઘેરાઈ ગયા છે; એમાંથી બધા કયારે છૂટશે?—ઓ ભગવાન! ચાલો આપણે જઇએ હવે.

અખોઃ (ગાતાં ગાતાં ચાલવા માંડે છે.)

(વાગ્ઇશ્વરી)

મોહ સરપે જગ ડસીઆ, સંતો
મોહ સરપે જગ ડસીઆ.
વ્યાપ્યાં ઝેર નખશિખ માંહી, નાડ સબન કી ત્રૂટી;
ભાવ ભરોસો નહિ સદ્દગુરુકો, પકડી નહિ નિજ બુટી.
મોહ સરપે જગ ડસીઆ, સંતો!

[જાય છે.]

## પ્રવેશ ત્રીજો

[અમદાવાદમાં અખાનો ઓરડો. ભજનમંડળી બેઠી છે. વૃદ્ધ જમના ખૂણામાં વાંચતી બેઠી છે.]

લાલદાસ, વિદ્યાધર અને શિષ્યોઃ (ધૂન મચાવે છે)

અજબ કલા હરિજનકી, મનવા!
અજબ કલા હરિજનકી.
તાકા ભેદ ન પાવે દુનિયા
જાકો તીક્ષ્ણતા તનકી–મનવા૦
રામ ન જાણ્યા, 'આપા છાણ્યા,
તો સકલ પશુસે નીચા,
કહત અખા! એક રામ જાણ્યે બિન
લીંબ દૂધસેં સીંચ્યા–મનવા૦

જમનાઃ ખરેખર! અખેભાઇનાં પદો પણ અજબ જ હં. નરસિંહ મહેતા જેટલાં મધુર નહિ હોય, પણ જ્ઞાનરહસ્યથી કેટલાં ભરપૂર છે?

એક ભગતઃ હમણાં હમણાં તો ખૂબ લખ્યે રાખે છે.

જમનાઃ અરે હા રે; એ વાંચું છું ને મને હરખ ને શોક બંને થાય છે.

બીજો ભગતઃ એમ કેમ?

જમનાઃ ભગતજી! શું કહું? આ લાલદાસજીને તો ખબર છે, મારી કથા. શોક એટલા માટે કે અખેભાઇ મારે લીધે અહીંથી ધંધો છોડી નાઠા. એ પ્રસંગ યાદ આવે છે ને મને

પશ્ચાત્તાપ થાય છે. હરખ એટલા માટે કે અખેભાઈ મારો આવો મોટો જ્ઞાની થઇ આવ્યો. અને એના આવા સત્સંગથી અદકો લાભ શો હોઇ શકે?

લાલદાસ: હવે એ ગઇગુજરી યાદ કરવાથી શો ફાયદો? જે થયું તે સારાને જ માટે ગણી પ્રભુનો ઉપકાર માનવાનો. તમે કહેતાં હતાં તે પદ લાવોને.

જમના: આ રહ્યું ને—હમણાંનું તાજું જ લખેલું છે. મને તો એ બહુ જ ગમે છે, હો.

લાલદાસ: (વાંચે છે)

કાગળ સદ્‌ગુરુ લખે. જેના વિરલા છે વાચણહાર.
શીલ રૂપી ખડીઓ કર્યો, પ્રેમ તણી રૂશનાઈ
કલમ બુદ્ધિ સંતની, ત્યાં અદ્વૈત આંક ભરાઈ.

વાહવાહ! શી ખૂબી કરી છે!

સમજણ કાનો માતરા રે, માયા ઉપર શૂન્ય,
તેમાં પુરણબ્રહ્મ છે રે, ત્યાં નહિ પાપ ને પૂન્ય.

વાહવાહ! શી કલ્પના કરી છે. માયા ઉપર શૂન્ય! ખરેખર આ આખું સરસ છે હોં.

જમના: અને વળી આ સોરઠા તો જુઓ.

બીજો ભગત: લાવો લાવો, વળી શું અખાજીએ સોરઠા પણ લખ્યા છે?

એક ભગત: લો, લાવો ત્યારે; ભગતજી, લલકારો.

બીજો ભગત:

એ....ધન યૌવન અધિકાર, વર્ણાશ્રમ એ આડ છે;
શોભે નહિ શણગાર, કંઠે શલ્ય સોનાતણી.

એક ભગત:

એ....પોતે પરિબ્રહ્મ રાય, ઝીગી નીકળે આપ શું,
ત્યાં અજવાળું થાય, કહે અખો કોઇ શું કરે?

વિદ્યાધર: વાહવાહ! વાહવાહ!

એક ભગત:

એ....સમજ્યે સર્વ અંધેર, જાય અખો કહે મૂળથી;
માયા મોટો મેર, ખાદંતો ખૂટે નહિ.

બીજો:

એ....જગતનું જંજાળ, સાચું કહેતામાં સહુ વઢે;
પણ સરપ સ્વભાવે કાળ, દૂધ પાએ તેને ડસે.

એક:

એ....જે થાય તે જાય, પણ થયું વણસે નહિ;
ઘાટ ઘડચે ઘડાય, પણ સોનું તો સરખું સદા.

બીજો:

એ....કાળાશ મૂકે કેશ, મન કાળાશ મૂકે નહિ;
રહે રંગે રંગેશ, વણયૌવન વલખાં કરે.

એક:

એ....અંતરમાં અણુલિંગ, પૂરણ છે પરમાણુ તે;
ચસમો જેમ સુચંગ, અન્ય દેખે આપા વિના.

બીજો:

એ....કૃત્ય ન જોઇશ વીર, ધીર થઇને મૂકજે,
લાજે પામીશ તીર, અખા બ્રહ્મસાગરતણું.

બધા: વાહવાહ! વાહવાહ!

લાલદાસ: જમના બેન! બધાં સંઘરી રાખજો; હૈયે કોતરી રાખવા જેવાં છે. (એક સાંઇ આવી બેસે છે.) ખરેખર, કેટલાં

મધુર પણ છે!

વિદ્યાધરઃ અહો સાંઇબાવા! આજ કંઇ ઘણે દિવસે પધાર્યા?

લાલદાસઃ સાંઇલોક હૈ. સોહં નગરકે વાસી હૈ. ફિરતા ફિરનેવાલા—કયોં જી?

સાંઇઃ સચ. આજ અખાજીકી સાથ થોરી બાતાં હુઇ. દિખતા કે પંજાબસે સીખ લાયા હોગા; બ્હોત અચ્છી બાતાં. ઔર યે લિખ લિયા સો દેનેકો આયા.

વિદ્યાધરઃ લાવો ભાઇ લાવો, કંઇ નવું જ હશે;—અરે તમે જ વાંચોની—

સાંઇ:

સબ કો પૂછે, સુણુ અખા! કોણુ ગુરુ? કોણુ પંથ?
કોણુ ઘરલે બોલીઆ, તું ઇશ્વર? કે જંત?

તો અખાજી કહેતા:

ગુરુ મેરા સભરા ભર્યા, સબ નામે દે બોલ,
સબ નેનું દેખે અખા, હૈ વે કિમત અમોલ.
અપના નામ ગુરુ મુજે દિયા, તબ ન રહે અમ દોન.
નખસીખવ્યાપક ગુરુ અખા! તો માલા જપે સો કોન?

એક ભગતઃ અરે વાહવાહ! વાહવાહ! શું લખાણુ છે! સાંઇજી, બ્હોત મહેરબાની કી આપને. બડી કીરપા કી.

સાંઇ: અરે વાહ! (હસે છે)

વણિક સજ્જનઃ (ઉતાવળે પ્રવેશ કરે છે) એ ભગટડાઓ! અખેદાસ કાં છે? મારે એને મળવું છે. એ અમારા મંદિર મહારાજો માટે ગમે ટેવાં ભજનો જોડી ગાય છે, ટે એના મનમાં શું સમજે છે?

વિદ્યાધરઃ એમાં એણે તમારૂં શું બગાડયું છે, શેઠ?

વણિક સજ્જન: શું બગાડયું છે? અરે નખ્ખોદ વાળ્યું છે. ગઈ કાલે એણે શું લવારા કર્યાં' ટા ટે ખબર છે કંઈ? સાંભળવા'ટા ટમારે, મંદિર આગળ એ ગાટો'ટે.

ટીલક કરટાં ટેપ્પન વળ્યાં, જપમાળાનાં નાકાં ગયાં;
કઠા સુણીને ફૂટયા કાન, ટો યે ના આવ્યું બ્રહ્મજ્ઞાન.

અલ્યા ભાઇ! કંકુ ને કપાળ અમારાં, ટે પર અમે ગમે ટે કરીએ, એમાં એના બાપની પૂંજી શી ગઇ?

વિદ્યાધર: (હસતાં) શેઠજી, તમે પણ ગજબ કરો છો. એ કંઈ તમને ઓછું જ કહેતા હતા? નાહક શું કામ આકળા થાઓ છો?

વણિક સજ્જન: અરે આકળા કેમ ન ઠઇએ? પરમ ડહાડે એક બંગીઆ સાઠે એ ટો વાટો કરટો'ટો. એને અડતાં યે અચકાટો નહોટો. ને પછી ન્હાય ટો શું, એનું ને મારૂં કપાલ?

બીજો ભગત: શેઠજી! એ તો મહાત્માઓ જ એ કરી શકે. આપણાથી એનો મર્મ પણ નહિ સમજાય. નરસિંહ મહેતાને પણ ઢેડવરણમાં દૃઢ હરિભક્તિ હતી, ખબર છે ને? કવિ મહાત્માઓ તમારા જેવા પામરથી બહુ ઊંચા હોય છે.

વણિક સજ્જન: પામર! હું પામર! અમે વૈષ્ણવો પામર! જોયા જોયા મોટા ટમારા માટમાઓ. કાલે મારા જેવા બે વૈષ્ણવ જનને જટા જોઇને એ એને કહેટો'ટો

પોટાના પડખા નવ જુએ, હાડ ચામડા મૂરખ ધુવે,
ઇશ્વર જાણે ટે આચાર, એ ટો છે ઉપલો ઉપચાર.

ટે આ બઢી દુનિયાના લોક ન્હાય છે ટે બઢા મૂરખ, એમ! ને રસ્ટે હું મળ્યો ટો મને કહે કે

ફૂલીશ મા નામ વૈષ્ણવ ઠરે, શું ઠયું ઘેરઘેર ખાટો ફરે;
ખટપટને ખટપટવા ડે, ડું અળગો આવી પ્રીછી લે,

લાકડી પાઘટાં કર ને ઠામ, જો નૈ જાણ્યા આટમરામ;
મરડી મૂછ વાંકા બોલ, કાલે વળગશે ઢીલા ઢોલ.

ટે લાકડી ઝાલી ને મૂછ મરડી એમાં એનું કાંઇ ખાટું છે? આ લાકડીઓ ઝાલવાનાં ને મૂછ મરડવાનાં મરડનાં કામ છે, બાયલાનાં નહિ, સમજ્યાને?

વિદ્યાધરઃ એ તો શેઠજી! ગમે તેમ કહો, પણ તમે વૈષ્ણવ જનો કાંઇ ઓછા ચેનચાળા નથી કરતા. આ શ્રાવણ મહિનામાં તમારાં મંદિરોમાં જે મોટા ઉત્સવો ઊજવો છો, એથી શું તમારો ભગવાન રાજી રહેતો હશે એમ માનો છો?

વણિક સજ્જનઃ નહિ ટો?

ભગતજીઃ (સક્રોધ) નહિ ટો શું, નહિ જ વળી; સોવાર નહિ. રસ્તે ને પોળે લોક ભીખ માગતાં ફરે છે, કેટલકો ભૂખે મરે છે, ત્યાં તમે દસવીસ મણના ભાતના ડુંગરો બનાવો, થાળા જેવડા પાપડો બનાવો, ઘીમાં નિરંતર માલપુડા બનાવો, ખવાય એટલા ખાઓ, ત્રણત્રણ દિવસ એનાં દર્શન કરાવો, પછી કોહે એટલે ઢોરને નાખો. કહોને શેઠજી, એ ખાઈખાઇને દર સાલ કેટલી ગાયો ને ભેંસો મરે છે?

વણિક સજ્જનઃ ટમે એમ મિજાજ ખોવાની વાટ ન કરો. ટમને શી ખબર! આવા ગપગોળા ઉડાવટાં જરા વિચાર કરો, નહિ ટો બાડશાહને કાને વાટ પહોંચાડવી પડશે.

બીજો ભગતઃ બસ? થાકીથાકીને આવ્યા ત્યાં? ભગતજી પૂછે છે એનો જવાબ દોને! આ ઉકરડે મણમણ અનાજ ખાલવો છો, એ બધો તમારા ભગવાનનો અપચો કે તમારી બુદ્ધિનો?

વણિક સજ્જનઃ ભાઇઓ, આમ ગાળો ડેવામાં કાંઈ ડહાપણ છે? જરા ધીરેથી વાટો કરો ટો સમજ પણ પાડું.

ભગતજીઃ શેઠજી, અખેદાસ આવે ત્યારે આવજો. એ પણ કાંઇ ઓછા વૈષ્ણવ નથી. એ પણ પરમ વૈષ્ણવ છે, હો. હમણાં પધારો ને બેસવું હોય તો બેસો. એમનું એક પદ સંભળાવું તમને.

લાલદાસઃ હા, હા, ભગતજી; એક શેઠજીને પણ સંભળાવોની.

ભગતજીઃ

સંતો સમજીને રહીએ જી રે.
પૃથ્વી વિના પગ માંડવો, વિણ વાટે દીવોજી,
જે ઘર જાવું મૂવા પછી, તે ઘર જીવતાં જુવોજી.
ચંદા નહિ સૂરજ નહિ, નહિ કોઈ નવલખ તારાજી,
દિન ઊગે ને દીસે નહિ, વાકા તેજ અપારાજી.
પવન નહિ પુરુષ નહિ, નહિ કોઇ જ્યોત અજવાળાંજી,
હું નહિ, તું નહિ, તે નહિ, એસા અપરંપાર.
સંતો સમજીને રહીએ જી રે.

વણિક સજ્જનઃ અખેડાસે કહ્યું ને ટમે માન્યું. એવાં જોડકણાં લખ્યાં એટલે કોઈ કવિ નકી કહેવાનું એને, સમજ્યા?

ભગતજીઃ અક્ષયદાસજી તો કહેતા જ નથી કે પોતે કવિ છે. પણ એમના જ્ઞાન આગળ આપણે તો કંઇ હિસાબમાં નથી જ. આ જુઓ પેલો ઢગલો. યોગવાસિષ્ઠ, ભગવદ્ગીતા, શાંકર-ભાષ્ય, મહાભારત, પંચદશી, અધ્યાત્મ રામાયણ તો એમને મોઢે છે. અને હમણાં તો ઉપનિષદ્ પર વ્યાખ્યાન ચાલે છે.

વણિક સજ્જનઃ ટમારૂં ડા'પણ ટમારી પાસે જ રાખો. એમ ચોપડા વાંચે જ્ઞાન આવટું હશે! આ ટમે એને આટલા ઓરડામાં કવિ માની બેઠા છો, બાકી બહાર ટો કોઈ એનું નામ પણ નકી દેટું.

ભગતજી: તેથી જ આપ અહીં પધાર્યા છો ખઈને ? અરે શેઠજી ! એ તો એ જીવનમુક્ત થશે ત્યારે જ એની કીમત અંકાશે. જ્ઞાની કવિઓની એવી જ દશા થાય છે. એમને જીવતાં જીવવાની હોંસ હોતી જ નથી. જીવતાં પંકાયો એ મર્યા પહેલાં મૂવો જ જાણવો.

ભૂદેવ: (ઠંડકથી પ્રવેશે છે) અહોહો શેઠજી, આપ પણ અત્રે જ છો ! અખેદાસ ક્યાં છે ? મારે એમની સાથે ગોષ્ઠિ કરવી છે. તે માટે અહીં મારૂં આગમન થયું છે. આ અક્ષયદાસ યવન શિષ્યો કરે ને અલ્લા પોકારે, એ કંઇ ઇચ્છનીય નથી. જ્યારે મળે ત્યારે પરિબ્રહ્મ પરિબ્રહ્મ કર્યા કરે છે, તે બસ જાણે પોતે જ બધું જ્ઞાન ધરાવે છે, એમ ?

બીજો ભગત: ભૂદેવ ! પરિબ્રહ્મ નહિ, પરબ્રહ્મ.

ભૂદેવ: હશે, હશે. અમે એવી શબ્દોની તકરારમાં નથી ઊતરતા. અમે એને વિતંડાવાદ કહીએ છીએ. એમ પરબ્રહ્મ કહ્યા કર્યે કંઇ બ્રહ્મમાં પહોંચાય છે ?

બીજો ભગત: વિશ્વ અને આપણામાં તો માનો તો ભેદ છે, નહિ તો કંઈ નથી. એમ જ પરબ્રહ્મ સાથે. ખરૂં તો સત છે; જગત તો મિથ્યા છે. ચૈતન્ય તે જ કૈવલ્ય, તે જ ઇશ્વર, તે જ બ્રહ્મ; અને આપણામાં રહેલો રામ કે અલ્લાહ, એ ઓળખનાર તો અક્ષયદાસ જ છે. એની આપણાથી શી વાત થાય ? તમે ભૂદેવ થઇને એટલું નથી સમજતા ? જુઓ એક ઠેકાણે શું લખ્યું છે:

આપ બેહિસ્ત, દોજખ દુજે, યે ખતરા સો મનકા હે;
ક્યા મુસલમાન, ક્યા હિન્દુ, અખા વિચારે તનકા હે.

[અખો પ્રવેશે છે.]

અખો: અહોહો, આજે તો બહુ મોટી મંડળી જામી છે

ને શું? ભલે પધાર્યા. કહો કેમ પધારવું થયું?

વણિક સજ્જનઃ (લથડતો) કૈં નહિ;—એ ટો આ આ આ આ લોકોને મેં કહ્યું છે.

અખોઃ પણ શું છે તે મને કહોને?

વણિક સજ્જનઃ એ ટો જાણે વાટ એમ હટી કે હું અહીંઠી જટો'ટો, ટે—ટે જાણે મને એમ ઠયું કે એકાદ ભજન સાંભળટો જાઉં. કહે છે કે ટમે ટો જ્ઞાનના ફુવારા જેવા છો.

[હાથ જોડી ઊભો રહે છે.]

અખોઃ ભલે પધાર્યા. ચાલો, આપણે ક્યાંથી રહ્યું છે?

ષડ્દર્શનના જુજવા મતા, માંહોમાંહે ખાધી ખતા;
એકનું થાપ્યું બીજો હણે, અન્યથી આપને અદકો ગણે.
ભાઇ એ જ અંધારો કૂવો, ઝગડો ભાંગી કોઈ ન મુઓ;
કોઇ કહે મોટા શિવદેવ, કોઇ કહે વિષ્ણુ મોટા અહમેવ.
કોઇ કહે આદ્યભવાની સદા, બુધ કલકીના કરે વાયદા;
જૈન કર્મની સદા દે શીખ, યવન માને કલામે શરીફ.
આપે આપમાં ઊઠી બલા, એક કહે રામ ને એક અલ્લાહ;
અલ્લા રામ તે કેનું નામ, કોણ સંભાળે તે નિજધામ.

ભૂદેવઃ એમાં કંઇ સંસ્કૃત ભાષા જેવો આનંદ આવે?

અખોઃ ભાઇ!

ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર;
સંસ્કૃત બોલે તે શું થયું, કાંઇ પ્રાકૃતમાંથી નાસી ગયું;
બાવનનો સઘળો વિસ્તાર, અખા ત્રેપનમો જાણે સાર.

વણિકસજ્જનઃ ટમે ગમે ટેમ કહો. ટમારી આગળ ટો બસ શાંટ ઠઇ જવાય છે. આપણે ટો ટમારી જ વાણી સાંભળવી છે. ટમે પણ બેસોની, ભૂદેવ.

[કંઈક સ્તબ્ધ થએલો ભૂદેવ પણ બેસે છે]

અખો: એમ! ભાઇઓ જગત બધું પ્રેમથી ભરપૂર છે. ચારે બાજુ આનંદ આનંદ છે. બોલો શ્રી સચ્ચિદાનંદકી જે.

અખો: (નિજધ્યાન મગ્ન)

ગદ્‌ગદ્ કંઠે ગાતે થકે, રોમાંચિત હોય ગાત્ર
હર્ષ આંસુ બહુ હેત હૃદય, પ્રેમ કેરૂં તે પાત્ર.
ખાતો પીતો તે બોલતો, દેખતો સઘળે રામ,
વેંધ્યું મન રહે તેહનું, શિથિલ સંસારી કામ.
નવનીત સરખું હૃદય કોમળ, કહ્યું ન જાએ હેત,
આંખમાંહે અમૃત ભરિયું, હરિ ભક્તિ કેરૂં ક્ષેત્ર.
ભાઇભક્તિ જેવી પંખિણી, તેને જ્ઞાન વૈરાગ્ય બે પાંખ છે,
ચિદાકાશ મહીં તેજ ઊડે, જેને સદ્‌ગુરુ રૂપી આંખ છે.
જળે પરબ્રહ્મ સ્થળે પરબ્રહ્મ, પરબ્રહ્મ સ્વર્ગ મૃત્યુપાતાળે,
ગિરિગવ્હર વન વાટિકા, પરબ્રહ્મ જાળે ને માળે.
પરબ્રહ્મ વિના નહિ ઠામ ઠાલો, એમ દેખે તે ભરપૂર.
જિહાંતિહાં દેખે હરિહરિભાઇ, જેનાં પડળ થયાં છે દૂર.

ભજન મંડળી: જય શ્રીઅખેદાસજીની જય.
વણિક સજ્જન: (પછીથી) શ્રી અખેદાસજીનો જય.
ભૂદેવ: (છેલ્લો) શ્રીઅખેદાસજીનો જય.
અખો: (નિજ ધ્યાનમગ્ન–બધા સાથે)

અભિનવો આનંદ આજ, અગોચર ગોચર હવું એ.
પરપંચ પાર મહારાજ, તે પૂરણ બ્રહ્મ હું સ્તવું એ;
તે નાવે વાણી માંહ્ય, તે નહિ વિરાટ ને વામણો એ,
રવે ચૈતન્યઘન રાય, શૂન્યમાં સોહામણો એ.

પ્રગટ્યા કોટિ કલ્યાણુ, આપાપર વિણુસે રહ્યું એ;
સદા સદોદિત ભાણુ, ઉદે અસ્ત કારણુ ગયું એ.
કહે અખો આનંદ, અનુભવીને લહેવા તણો એ;
એહવો પૂરણુ પરમાનંદ, નિત્ય સરાઉ અતિઘણોએ.
અભિનવો આનંદ આજ૦

[અખો ગાતાં ગાતાં સ્તબ્ધ થઈ જાય છે. કેવળ હાથ વડે મૂગો મૂગો ગાયા કરે છે, પછી થંભી જાય છે. આંખ ઊંચે જોઇ રહી છે. આખું ભજન મંડળ સ્તબ્ધ થઈ જાય છે. જમના વાંચવાનું બંધ કરે છે. એ પણુ ઊભી થઈ અખા તરફ જોઈ રહે છે. ધીમા ગભરાટમાં 'અખેભાઈ' એટલું બોલી રહે છે ને પડદો પડે છે.]

[દંશકકુમારના પાંચસાત મહેલોમાંનો એક ‘કલામંદિર’ નામ
ત્રણ વિભાગમાં બાંધવામાં આવ્યો હતો. એમાં પહેલા વિભાગ
નામ ‘કલાભવન,’ બીજા વિભાગનું નામ ‘મધખંડ’ અને ત્રી
વિભાગનું નામ ‘પાગલખાનું.’ કલાભવનમાં કલાધરો કલા
કૃતિઓ કરવા એકઠા મળવાનો દાવો કરતા, મધખંડમાં ચર્ચા
ગોઠવાતી અને પાગલખાનામાં ગાંડાઓની સારવાર થાય
એવું જાહેર કરવામાં આવ્યું હતું. દંશકકુમારની બુદ્ધિએ ને દ
ભેગા મળી એક જ મહેલમાં જમણી બાજુ કલામંદિરનો અ
ડાબી બાજુ પાગલખાનાનો મેળ સાધ્યો હતો; એમાં વ
મધખંડ શેની ગરજ સારતો એની તો એ મહેલના બાંધનારાએ
પણ ખબર ન હતી, એટલે એ વિષે કંઈ જાહેર જાણ થઈ
હતી; પરંતુ દંશકકુમાર કલાના આશ્રયદાતા કહેવાતા.

ઊર્મિબાળા, દંશકકુમારની નાની બહેન, કલામંદિરમાં વારંવ
આવે જાય છે. કલાભવનમાં કવિ, શિલ્પી, ચિત્રકાર, ફિલસૂફ, કલ
દેવી વગેરે ભેગાં મળે ત્યારે એ પણ ત્યાં બેસે, જુએ ને ચર્ચામાં ભ
લે. સર્વ કલાધરો કલાદેવીની મૂર્તિને પ્રેરણાસ્થાન ગણતા. એ સમૂ
માં તરંગ અમસ્તો આવીને બેસતો. દંશકકુમાર અને કલાધરો એ
અડબંગ ગણતા અને એને વારંવાર અન્યાય પણ કરતા. ઊર્
બાળા એ અન્યાયના પ્રમાણમાં એના તરફ સમભાવ દાખવતી

## અંક પહેલો

[સ્થળ : કલાભવન. પ્રેક્ષકવર્ગ અને રંગભૂમિ બંને પર અંધારું. પડદો અંધારામાં જ ઊપડે છે. જમણી બાજુથી તરંગ પંચદીવડાની ગુજરાતની બનાવટની આરતી લઈ પ્રવેશે છે. આવી સીધો સામે ચાલ્યો જાય છે. ત્યાં બરાબર સામે કલાઆસન છે. એની બાજુમાં બે ઊભી દીવીઓમાં દીપક બળી રહ્યા છે. દિલરુબા કે સારંગી પર વાગતી કોઈ ગત સંભળાય છે. તરંગ ખાલી કલા–આસનની આરતી ઉતારે છે. ત્યાં જમણી બાજુથી જ ઊર્મિબાળા અને દંશકકુમાર આવી ઊભા રહે છે. તરંગ આરતી ઉતારી ડાબી બાજુ ચાલ્યો જાય છે ને પ્રકાશ ધીમેધીમે વધે છે.

કલા-આસન આગળ અંધ ગાયક સારંગી સાથે ગત વગાડી રહ્યો છે. પાંચસાત પાટણની લાલરંગી માચીઓ અર્ધ ગોળાકારમાં ગોઠવેલી જણાય છે. એક માચી આગળ ચિતારાની ઘોડી છે, બીજી આગળ એક અરધું કોતરેલું પથ્થરનું પૂતળું છે. ત્રીજી આગળ સુખડની એક નાની બાજઠ પડી છે. બેત્રણ ગાલીચા અને તકિયાની બેઠક પણ છે.]

ઊર્મિ: તરંગ! તરંગ!

[તરંગ સાંભળ્યા વિના અંદર ચાલ્યો જાય છે.]

દંશક: ઊર્મિ! આ તરંગ રોજરોજ આવાં શાં ગાંડાં કાઢે છે?

ઊર્મિ: (તરંગ ગયો એ તરફ જ હજી જુએ છે.) બાપડો ગરીબ છે, પણ કેટલો...

દંશક: ધનચક્કર જેવો છે; સાવ ઢ!

ઊમ: કુમાર! તમે નાહક એના પર ગુસ્સે થાઓ છો.

દંશક: ઊર્મિ! આવાં તૂત મારે ત્યાં નહિ જોઇએ.

ઊર્મિ: કેવાં તૂત?

દંશક: આ શું કરતો હતો હમણાં?

ઊર્મિ: આરતી ઉતારતો હતો; રોજ એમ કરે છે એ...

દંશક: કોને પૂછીને?

ઊર્મિ: કોને પૂછીને? એમાં પૂછે શું? આરતી હું તૈયાર કરી આપું છું, અને......

દંશક: શું? ઊર્મિ! આવાં તૂત મારે ત્યાં નહિ જોઇએ.

ઊર્મિ: કલાદેવીની એ ભક્તિ કરે છે, એમાં એ શું ખોટું કરે છે?

દંશક: કીધી ભક્તિ! કલા શું છે એનું એને ભાન શું? ના, ઊર્મિ! આવાં નાટક કાલથી બંધ કરો.

ઊર્મિ: કુમાર! આ શું? આ તો કલાભવન છે. તમે કલાના મોટા આશ્રયદાતા કહેવાઓ છો, ને તમે એને ના પાડો?

દંશક: સમજ્યો એ કલા! બાઘા જેવો આવીને બેસી રહે છે; બીજું શું કરે છે? એને આવવા દઇએ છીએ એમાં કે? કંઇ ભાન તો છે નહિ! નથી સંગીત સમજતો કે નથી કવિતા જાણતો. વાંચતાંલખતાં તો માંડમાંડ હમણાં શીખ્યો. એ મોટો તારી કલાદેવીનો ભક્ત! ઊર્મિ! કાલથી આ તોફાન મારે ત્યાં નહિ જોઇએ.

ઊર્મિ: કલાદેવી માટે એને અત્યંત પૂજ્યભાવ છે, તો એની એ છો પૂજા કરે; એમાં આપણું શું જાય છે?

દંશક: ના, જતું કૈં નથી! શિલ્પી અને ચિત્રકાર બંને કહેતા હતા કે એ રાભા જેવો છે, મૂઢ જેવો આવીને બેસી રહે છે. કલાનાં મૂળ સૂત્રો પણ હજી એના મગજમાં ઊતર્યાં નથી. ભેજું જ નથી ને! ના, ના, આવાં તૂત મારે નહિ જોઇએ. ખબરદાર, તેં આરતીબારતી કરી આપી છે તો!

ઊર્મિ: કરી આપીશ. ભલે એ કૈં નહિ સમજતો હોય. એમ તો હું યે કૈં સમજતી નથી. છો ઉતારે આરતી. એમાં તમારૂં શું જાય છે?

દંશક: ઊર્મિ! મારે ચર્ચા નથી કરવી. એને કહી દેજે કે કાલથી એ અહીં ન આવે. મારો હુકમ છે, બસ.

[ઊર્મિની આંખ આંસુથી છલકાય છે. કંઈક બોલવા જાય છે એટલામાં ફિલસૂફ અને કલાદેવી પ્રવેશે છે. પરસ્પર નમસ્કાર કરી ઊર્મિ કલાદેવી પાસે જાય છે.]

દંશક: (બેસતાં) કૈં મોડાં છો નહિ, આજ? હજી પેલા લોક ક્યાં છે?

ફિલસૂફ: એ તો હમેશ મોડા થાય છે ને? ગાયક તો હમેશ સૌથી પહેલાં જ આવીને બેસે છે ને શું?

દંશક: ગાયક આવ્યો છે? મેં તો જોયો જ નહિ એને!

[ફિલસૂફ ગાયક પાસે જઈ એના શરીરને અડી કંઈ ગત વગાડવાનું સૂચવી રહે છે ને શિલ્પી, ચિત્રકાર અને કવિ પ્રવેશે છે. ગત વાગે છે અને સૌ સૌની બેઠકે ગોઠવાઈ જાય છે. ગાયક ગાવાનું શરૂ કરે છે.]

દંશક: ચાલો હવે, એને બંધ કરવા કહો; એ તો પાછા સાંભળશે નહિ. મને જરા આ વાંચવામાં વધારે રસ પડે છે.

ફિલસૂફ: (ધૂનમાં જ) આ આ ... આ ...

દંશક: અરે ફિલસૂફ મહાશય! ક્યાં ધ્યાન છે તમારૂં? પેલાને હવે બંધ કરવા કહો.

[ફિલસૂફ એની ધૂનમાં જ છે, આંટા માર્યા કરે છે. દંશક શિલ્પીને ઇશારત કરી સૂચવે છે, ને એ ઊભો થઇ ગાયક પાસે જઈ વાદિત્ર મુકાવી દે છે.]

દંશક: અરે ફિલસૂફજી, ક્યાં ધ્યાન છે તમારૂં?

ફિલ્સૂફ: (ચમકીને) કલાભવનમાં ક્યાં ધ્યાન હોય વારૂ?

દંશક: મને તો થયું કે તમે પણ પેલાની માફક ચક્રમ થઇ ગયા.

ફિલસૂફ: ખરેખર, હું ઇચ્છું છું કે હું ચક્રમ હોત ...

દંશક: તો?

ફિલસૂફ: તો? (અટકી)–તો હું આ ઉમરે પણ બાળક જ રહ્યો હોત. આંખો અને હૃદયથી જ શીખ્યો હોત! મારી રમકડાની દુનિયા ને મારી એ સ્વપ્નસૃષ્ટિને જ વળગી રહી એને સજીવન કરવા મથી રહ્યો હોત.

શિલ્પી: પાગલ!

દંશક: પ્રથમ પંક્તિના!

ફિલસૂફ: હા. આજનો મનુષ્ય પગલેપગલે પોતાના આદર્શોને બદલ્યા કરે છે એમ હું મારા બાલપણના આદર્શોને બદલ્યા ન કરત, અને એ બાલ્યસૃષ્ટિના રમકડાના સાધનથી અત્યારે અગમ્ય લાગતી એ અદ્દભુત સમાધિ પ્રાપ્ત કરી હોત. સાચી કલા અને સાચો ધર્મ એક જ પ્રેરણાના બળે પ્રગટે છે.

કવિ: અલ્યા ભાઈ! આટલી ગરબડમાં મારે લખવું શી રીતે? કવિતાના પ્રાસ તે કૈં સહેલાઇથી મળે છે?

ફિલસૂફ: કવિરાજ! જીવન, વિશ્વ અને આત્માના પ્રાસ જેટલા તો એ અઘરા નથી ને?

ચિત્રકાર: (ફલક પર ચીતરતાં ઊભો થઈને) એ...ઈ! અહીં ડાઘો પડ્યો આ તમારી કચકચમાં!

શિલ્પી: તરંગ! તરંગ છે કે? એ પણેથી પેલી મારી છીણી લાવ તો. [તરંગ આવે છે]

ચિત્રકાર: ભાઈ! પહેલાં મારી પેલી મોટી પીછી લાવ તો.

ફિલસૂફ: જા ભાઈ! આ લોકો માગે તે આણી આપ. એ બધા ધુરંધર કલાસર્જકો છે!

દંશક: કેમ, આજે કૈં બહુ ઠેકડી કરવા માંડી છે!

ફિલસૂફ: આ કલાધરો કેટલા પંગુ છે, એ જોઈ મને એમની દયા આવે છે. [તરંગ, શિલ્પી અને ચિત્રકાર-ની વચ્ચે આવી ઊભો રહે છે.]

શિલ્પી: છીણી લાવ્યો કે?

ચિત્રકાર: પીછી લાવ્યો કે?

દંશક: બાધા! એમનો એમ શું આવ્યો?

ફિલસૂફ: (હસે છે) કલાનું આખું જગત પાંગળું છે, એટલે જ કલાને કેવળ કલા પર જ આધાર રાખવો પડે છે. એમ રીસાએલી તરછોડાએલી કલા, કલા ખાતર જ જીવે છે. એ કલામાં પ્રાણ નથી, ચેતન નથી, આત્મા નથી; એ કલામાં સંદેશ નથી, આદેશ નથી, પ્રેરણા નથી; એ કલામાં ભક્તિ નથી, સંવાદિતા નથી, ઉદ્બોધન નથી...

કવિ: આનું ખસ્યું લાગે છે આજે!

ફિલસૂફ: અને કલાના સાચા ભક્તો પણ નથી.

દંશક: એમ? કલાના સાચા ભક્તો પણ નથી?

ફિલસૂફ: ના..આ..જી. નથી જ. કાં તો સૃષ્ટિનાં પ્રેરક બળો

નિર્બળ બનતાં ગયાં છે, અથવા તો મનુષ્ય સ્વાર્થી બની ગયો છે. મને તો લાગે છે કે મનુષ્ય જ સ્વાર્થી બની આંધળો બન્યો છે. અને સ્વાર્થ અને ભક્તિને સહીઆરૂં કેવું! આજનો કલાભક્ત તો નથી રહ્યો કલાધર, નથી રહ્યો કલાસક્ત, નથી રહ્યો કલારસિક કે નથી રહ્યો કલાપારખ.

દંશકઃ એટલે આ બધાનો અર્થ શો? મને જ સંભળાવવા બોલાય છે આ બધું? કલા સર્જી નહિ હોય પણ પારખી તો હશે જ, સમજ્યા? નહિ તો આ કલાભવનનો અર્થ શો?

ફિલસૂફઃ કંઇ જ નહિ. મારૂં બંધાવેલું કલાભવન, મારાથી પોષાતી કલા અને એવી જ ભાવનાઓમાં જે રચ્યાપચ્યા રહે છે, ત્યાં કલાભક્ત, કલાપોષક તો શું પણ કલાવિક્ષેપક, કલાનાશક, કલાસંહારક, કલોચ્છેદક, કલાધ્વંસક બને છે.

દંશકઃ શું?

શિલ્પીઃ (ઓજાર બાજુએ મૂકતો) આજે ફિલસૂફી વિફરી લાગે છે. આજે કામ થઇ રહ્યું.

કવિઃ અરે હાં રે, આ મારા પ્રાસનો મેળ પણ નહિ આવવાનો. છેલ્લી કડી માટે મને ક્યારનો શબ્દ નથી જડતો.

દંશકઃ અંતે તમે મને આ જશ આપ્યો ખરૂં ને? મને લાગે છે કે તમને ખરૂં જોવાની આંખ જ નથી.

ફિલસૂફઃ તે તો કોણ જાણે, પણ ખરૂં હું આ આંખે તો જોતો જ નથી. આ તમારા કવિરાજ કાગળમાં જ જુએ છે ને ચિતારો ફલક જ જુએ છે. સૌની કલ્પનાની પાંખ કપાઇ ગઈ છે. વિચારોના પ્રકાશને તમે બંધ કર્યો છે. આ દિવાલોથી બંધાએલા તમારા આત્મા સાથે બંધનમાં જકડાએલી તમારી કલા છે. કલા જેટલી જ કૃત્રિમતા અમર છે અને તમે બધા

કૃત્રિમતાના જ ભક્તો છો.

શિલ્પી: એમનો તરંગ-વંટોળિયો વધતો લાગે છે. આપણે ત્યાં આટઆટલાં સુંદર ચિત્રો ને સુંદર પૂતળાંઓ. . . .

ફિલસૂફ: (આવેશમાં જ) સુંદર? શું સુંદર? કલાનાં જ જ્યાં ફાંફાં, ત્યાં સૌન્દર્ય કેવું? સૌન્દર્ય તો કલાનું સ્વરૂપ છે. એ તમારા આવા પ્રયાસો વડે નહિ સાંપડે. સામાન્ય જીવનમાં તો કલાનો આત્મા દુઃખભર્યો જ હોઇ શકે. જીવનસાફલ્ય સહેવામાં છે. પ્રેમ અને ધૈર્ય, દયા અને શૌર્ય, એ સર્વથી ભરપૂર માનવીની જીવનકલાનો આધાર દુઃખના મૂળ પર જ છે. શોક એ તો સંતોનો એક સદ્‌ગુણ છે. કહો, કલાધરો! કલાપૂજામાં તમે શાં શાં કષ્ટ વેઠયાં છે? કેવાં અને કેટલાં તપ કર્યાં છે? કારણકે તપ વિના સિદ્ધિ સંભવે જ નહિ.

ચિતારો: કોઇ દિવસ પીંછી કે કલમ હાથમાં ઝાલી હતી ખરી કે? એમાં કેટલો આનંદ પડે છે એની કંઇ ખબર છે?

ફિલસૂફ: આનંદ! સહન કરવાની કળા તે જ જીવન જીવવાની કળા. અને એ જ અનંત આનંદ પ્રાપ્ત કરવાનો પંથ.

દર્શક: હવે આ લપલપાટ બંધ થાય તો ઠીક. ફિલસૂફો એક જાતના ગાંડા જ હોય છે.

[જવાની તૈયારીમાં ઊભો થાય છે.]

શિલ્પી: (ફિલસૂફને) તમે ખરેખર તમારૂં મગજ તપાસાવો.

કવિ: તપાસાવે શું? ઉન્માદ રોગ લાગ્યો જ દેખાય છે ને?

[તરંગ સિવાય બધાં ખડખડ હસે છે.]

ચિતારો: આજે કંઇ કામ થયું નહિ.

ફિલસૂફ: ભાઇ તરંગ! ગાયકને સાચવીને લઈ જજે. આ કોઇને તો યાદ પણ નહિ રહે.

[બધા એક પછી એક જવા માંડે છે. કલાદેવી ફિલસૂફને નમસ્કાર કરી ધીમે પગલે જાય છે. તરંગ એ પગલાંઓ જોઈ રહે છે. પછી તે જગ્યાએ પગલાં મૂકતો ગાયકને દોરવી લઇ જાય છે. ફિલસૂફ પાછળ જવા માંડે છે.]

દંશકઃ ફિલસૂફ મહાશય! ગમે તેમ, ગમે ત્યારે બોલવું એ ફિલસૂફી નથી, સમજ્યા ને? આજે ચર્ચાનો દિવસ નહોતો, કાલે મધખંડમાં આવી જજો.

ફિલસૂફઃ બહુ સારૂં કુમાર, જયજય! હાં, ઊર્મિબહેન ક્યાં છે?

દંશકઃ કોણ જાણે, હશે આટલામાં!

ફિલસૂફઃ ચાલો કંઇ નહિ, જયજય! [જાય છે.]

દંશકઃ (એકલો) આ ફિલસૂફ અને તરંગ અને કલાદેવી અને ઊર્મિ......(મોટેથી) હાં, ઊર્મિ! ઊર્મિ!

ઊર્મિઃ કુમાર! તમે બૂમ પાડી?

દંશકઃ હા, તરંગ પાછો ક્યારે આવનાર છે?

ઊર્મિઃ કેમ, એ ગયો?

દંશકઃ હા, ગાયકને લઇને ગયો.

ઊર્મિઃ ત્યારે તો હમણાં પાછો આવશે કદાચ.

દંશકઃ ને પાછો આરતી ઉતારશે ખરૂં ને? જો, કાલથી તરંગ મારા કલાભવનમાં નહિ. એ જ્યારે આવે ત્યારે કહી દેજે.

ઊર્મિઃ કુમાર! કુમાર! શાં ગાંડાં કાઢો છો? એમાં એ બિચારાનો શો વાંક?

દંશકઃ વાંક? આજે ફિલસૂફના લવારા સાંભળવા હતા! તમે બધાં કલાનાં . . . . બસ. મારે આગળ વાત નથી કરવી. તરંગ કાલથી અહીં નહિ.

ઊર્મિ: કેમ ?

દંશક: મારો હુકમ. (જતાંજતાં) તરંગ કાલથી મારા કલા-ભવનમાં નહિ. [જાય છે.]

ઊર્મિ: કુમાર! કુમાર!

[ઊર્મિ પાસેના ગાલીચા પર બેસી જાય છે. બેચાર ક્ષણ વિચારમગ્ન રહે છે ત્યાં તરંગ પ્રવેશે છે. ઊર્મિની એના તરફ પીઠ છે. તરંગ પલભર એની પાછળ ઊભો રહી કલા-આસન તરફ ચાલ્યો જાય છે અંદર જઇ આરતી લાવી ઉતારવા માંડે છે. જાતજાતના ઘંટનાદ સંભળાય છે. એથી ઊર્મિ વિચારમાંથી જાગી કલા-આસન તરફ જોઇ રહે છે. ત્યાં આરતી ઉતારી તરંગ ઊર્મિની બરાબર સામે આવીને ઊભો રહે છે ને ડાબા હાથમાં આરતી ઝાલી, જમણે હાથે ઊર્મિને આસકા આપવા માંડે છે. ઊર્મિ એકીટશે એના સામું જોઈ રહે છે.]

ઊર્મિ: તરંગભાઈ! (ઊર્મિની આંખોમાં આંસુ ભરાય છે) કાલથી તમે કલાભવનમાં નહિ આવી શકો: કુમારનો એવો હુકમ થયો છે.

[તરંગના હાથમાંની આરતી ભોંય પર પડી જાય છે. બેબાકળો બની એ કલા-આસન તરફ જુએ છે ને એ તરફ ધસવા મથે છે, પણ થાંભલો થઈ રહેલા પગને લીધે ત્યાં જ પછડાઈ પડે છે. કલા-આસન તરફ નજર અને હાથ કરી તે બોલે છે:]

તરંગ: કલા . . . . કલાદેવી !

ઊર્મિ: તરંગ ! તરંગ ! [પોતાના હાથમાં મુખ સંતાડી દે છે ને પડદો પડે છે.]

# અંક બીજો

સ્થળ: મધખંડ

દંશક: (ખડખડાટ હસી) ત્યારે તમે કોઇ નહિ પીઓ? એ વગર તમને પ્રેરણા કેમ મળશે? કવિ તમે?

કવિ: (માથું ધુણાવી) ઉં . . . હૂં.

દંશક: તમે પણ ના કહો છો? આજની વાર્ષિક ઊજવણીમાં તો બધાએ ભાગ લેવો જ જોઇએ. અરે છેવટે કલાને ખાતર તો પીઓ!

ફિલસૂફ: એમાં આગ્રહ કરવાની જરૂર નથી. તમે એટલા સ્પષ્ટવક્તા છો તે કહીને પીઓ છો, અને આ બિચારા શરમાય છે. બાકી સૌને પીવાની લત તો છે જ.

શિલ્પી: એ બીજા, અમે નહિ. સમજ્યાને? જાણ્યા વિના બહુ ન બોલીએ.

ફિલસૂફ: (હસી) મદિરા વિના પત્થરનાં પૂતળાં ઓગળ્યાં કદી સાંભળ્યાં છે?

શિલ્પી: બીજા પીતા હશે, હું તો નથી પીતો.

ફિલસૂફ: તમે નથી પીતા એટલે જ તો તમારાથી કલાનું બેનમૂન સર્જન થઇ શકતું નથી. કલાસર્જન માટે કેફ તો આવશ્યક છે.

કવિ: તમે કેફ ગણતા હો કે નહિ, પણ ભાઇ! આપણને ભાંગ વગર ધૂન નથી આવતી. હા, ભાંગ પીએ છીએ. સાચું કહેવામાં પાપ શું?

દંશક: એમ, ત્યારે તમને ભાંગનો શોખ છે ખરો?

ફિલસૂફ: સાચું કહેવામાં અને ખોટું કહેવામાં ક્યાંયે પાપ

નથી. કાવ્યદેવી એમને મન તો માયાસ્વરૂપ જ છે ને? ભાંગ પીએ અને એકાદ ધૂન લાગી ગઈ તો તેને યાવજ્જીવન ઘોળ્યા કરે, અને એને કવિતા કહે.

દંશકઃ અને ચિત્રકાર તમને શો શૉખ છે?

ફિલસૂફઃ એમનો શૉખ તો વળી ઓર જ છે.

દંશકઃ તે શું?

ફિલસૂફઃ બે દમ ગાંજાના મારે નહિ ત્યાં સુધી એમનું મગજ ઠેકાણે આવે જ નહિ!

ચિત્રકારઃ અમે દારૂ તો નથી પીતા કની!?

દંશકઃ કંઈ નહિ, કંઈ નહિ, એમ તરડાવાની કશી જરૂર નથી. ત્યારે હવે બાકીમાં આપણા પત્થરના જ વેપારી રહ્યા!

ફિલસૂફઃ ક્ષમા કરજો, પણ એ મહાશય જેને કેફ નથી ગણતા એવી વસ્તુનો શૉખ ધરાવે છે. પત્થરોમાંથી મૂર્તિઓ પ્રકટાવવા અનંત નિદિધ્યાસન સાધવા એ મહાશય રાજેશ્રી અફીણનું સેવન કરે છે અને ત્યારે જ એમની કલ્પના એમને વશ રહે છે!

બધાઃ ઓ . . . હો!

શિલ્પીઃ બધાને શિરપાવ દઈ રહ્યા છો તે તમારું વ્યસન જણાવોની ત્યારે?

ફિલસૂફઃ મારું વ્યસન? હા, મારું વ્યસન! (હસે છે) પ્રફુલ્લતા સાધવા કવિને અશાંતિ પ્રિય છે, પત્થરો કોતરવા શિલ્પીને કુંઠિત કલ્પના પ્રિય છે અને ચિતારાને ધૂમ્રાચ્છાદિત વાતાવરણ પ્રિય છે; એમ જ મને ચોવીસે કલાક મનન પ્રિય છે. મારું વ્યસન એકાગ્રતા!

શિલ્પી અને કવિઃ (બંને સાથે) જૂઠા!

ફિલસૂફઃ તમે! વ્યસન ઘડી બે ઘડીનું ન હોય. કલાવ્યસન

તો અનંત છે. માનવ આત્મા વિકાસને માટે તલસી રહ્યો છે. એના વિકાસ માટે કલાકારે કલાદીપક પ્રગટાવવો ઘટે છે. એ દીપક તમારા આ કૃત્રિમ અને બાધક કેદ્રથી કદી નહિ પ્રગટે.

કવિઃ એટલે? કહેવા શું માગો છો?

ફિલસૂફઃ એજ કે ઉન્નતિસાધક જીવનનો સ્વતંત્ર આત્મા જ ભક્તિભાવે એ દીપક જગકલ્યાણાર્થે પ્રગટાવી શકે.

દર્શકઃ સ્વતંત્ર આત્મા એટલે? મૃત્યુ પામે ત્યારે?

ફિલસૂફઃ સ્વતંત્ર એટલે? આવા કલાભવનોની રાહ જોઇ કલા કે જ્ઞાન કોઈ બેસી રહેતાં નથી. આ કલાધુરંધરો કલા-પુવારે પ્રેરણા પીધા વિના કે મૂર્તિનાં દર્શન કીધા વિના જેવુંતેવું પણ સરજી શકતાં નથી.

કવિઃ તે તમે કેવાં મોટાં સર્જન કરી નાખ્યાં તે અમે જોયાં કની!

ફિલસૂફઃ બે ચાર પાંચ તમારાં અલ્પજીવી વાવંટોળ જેવાં લાગણીવિહોણાં કાવ્યોનો કાવ્યભંડારમાં ઉમેરો થયો તો યે શું અને ન થયો તો યે શું? માનવજીવન વાંછે છે તે તો ઉત્ક્રાન્તિ! જીવન પણ માત્ર પરિવર્તનશીલ છે. પરંતુ એ પરિવર્તન માનવ-જીવનના વિકાસાર્થે છે, વિલાસાર્થે નહિ. એવી વિકાસસાધક કાવ્ય-કલા સરજો કવિરાજ! સર્જનાત્મક અનંત કલાની અખંડ જ્યોતિ મારા આત્મામાં ઝીલી શકું તો એટલા પ્રયત્ન માટે મને આનંદ. બાકી કલાનાં સર્જન ધારો છો એટલાં સહેલાં નથી.

દર્શકઃ ખીલ્યો, ખીલ્યો, પાછો!

ફિલસૂફઃ (બેદરકારીથી) કંઇ કંઇ ભોગ આપવા પડે, કંઇ કંઇ તપ કરવાં પડે, કેટકેટલી સાધના કરવી પડે, ત્યારે કલાદેવી વિજય આપે છે.

શિલ્પી: તરંગ! અરે તરંગ નથી આવ્યો આજે?

દર્શક: ના, કેમ?

શિલ્પી: એ હોય છે તો આ આપણા મહાશયને વધારે જોર ચડે છે.

ફિલસૂફ: હા, હા. તમે બધા એની મશ્કરી કરો છો એ હું જાણું છું. પણ સૌન્દર્યનું કે સત્યનું, પ્રેમનું કે ધર્મનું, જીવનનું કે આત્માનું તમને જેટલું ભાન છે એના કરતાં એને વધારે છે અને એનું જ્ઞાન વ્યવસ્થિત છે, ગહન છે. કારણ એ એનાથી અજ્ઞાત છે. એની પાસે કવિની સંયમી કલ્પના છે, શિલ્પીનો સત્ત્વદર્શી આવેશ છે અને ગાયકની માર્દવભરી ધૂન છે, ચિતારાનું દૃષ્ટિબિંદુ છે. એ કલ્પનાને, એ આવેશને, એ ધૂનને, એ સર્વને સંકેલી સત્ય અને સૌન્દર્યને શોધતો એનો કલાતરસ્યો આત્મા સતત ઊડ્યા જ કરે છે. એનો આત્મા જ એક ઉર્ધ્વગામિની કલાકૃતિ છે.

શિલ્પી: (ખડખડ હસે છે.) હા હા હા હા! ખરું જ છે.

કવિ: ચક્કર!

દર્શક: મને લાગે છે કે મારૂં પાગલખાનું હવે ઉભરાવા માંડશે. તમારી ફિલસૂફી તમને બંનેને ગાંડા બનાવશે ગાંડા!

ફિલસૂફ: હાસ્તો, કલાત્મા જ્યારે અનંત જ્યોતિ જોશે ત્યારે જીવન અને આત્માનો સંબંધ અને સ્રષ્ટાનું સર્જનરહસ્ય એને મન સહજ સહેલો વિષય થઇ રહેશે. એ પામવા તો હું આ ચોવીસે કલાક વલખાં મારી રહ્યો છું. એમાં મને ગાંડો ખપાવો તો નવાઇ શી?

ચિતારો: એમ? આ તો માથું દુખવવાનો કીમિયો જ જાણે

છે. બીજું કાંઇ આવડતું જ નથી એને. કલાદેવી પણ નથી આવ્યાં હજી.

ફિલસૂફ: (અત્યંત આવેશમાં) મૂર્ખ ચિતારા! (બધા ચમકી ઊઠે છે, પણ કોઇ કાંઈ બોલતું નથી.) તારે આમ કલા સરજવી છે? કેવળ નેત્રદર્શનથી તારૂં કંઈ નહિ વળે. તારી આંખ ફોડી, હૈયું સનેત્ર બનાવ. જેની ગેરહાજરીમાં તને ગમગીની લાગે છે એની સમક્ષ મેં કંઇ સર્જ્યું જ ન હોત! બંધ આંખે મેં એનું ચિત્ર દોર્યું હોત, ફલક પર મારો હાથ રમી રહ્યો હોત. ન સમય, ન સંજોગ, ન મર્યાદા મને બાંધી રહ્યાં હોત. અને એમ સરજેલી એ અમર આકૃતિએ આ રંગદાની અને પીછીનો અંત માગી લીધો હોત. (ઊભો થઇ શિલ્પી તરફ ધસી) એ શિલ્પકાર! કદી હું શિલ્પી હોત, તો સમસ્ત પૃથ્વી ફરત. પત્થર માટે રાહ જોઈ બેસી રહ્યો ન હોત. જ્યાં કોઇ સંગેમરમર પર હૃદય ચોટયું હોત અને ઊર્મિ તથા ભાવનાને મૂર્તિમંત કરવાનો આવેશ પ્રગટયો હોત ત્યાં ને ત્યાં જ એ પત્થર અને આ હાથ ઓજારો સાથે નૃત્ય કરી રહ્યાં હોત. એ પત્થરને વાચા આપત ને પછી એ ઓજારોને ધરતીકૂખે દાટત; અને એ કૃતિને જીવનભર નીરખી રહ્યો હોત! (એકદમ કવિ તરફ ધસી) અને ઓ કવિરાજ! આત્માની કો ધન્ય પળે કોઇ દિવ્ય સંદેશ અનેરી વાણીમાં અંતરને એક જ ઉમળકે ઉતારત, ને આખી આલમમાં એનો પડઘો પાડત. અને ઓ ગાયક! નથી તું અહીં હોં! જો હું ગાયક હોત તો કુદરતના તેજછાયાભર્યા અનેક અભિનયોને, એના તાલને, એના રાગને, ગહનગૌરવા શાંતિમયી દિવ્યમૂર્તિને પ્રગટાવવા, વિશ્વભરમાં સંગીત-ધૂન ગજાવત. જીવન અને આત્મા એની આરાધનામાં, એના પાદપંકજમાં સમર્પણ કરત.

શિલ્પીઃ ફિલસૂફ! ફિલસૂફ!

ફિલસૂફઃ કલાની ગતિવાળી સુંદર મૂર્તિ ઘડ! એ કલામૂર્તિનો સ્વભાવ જ આનંદનો, એનું દર્શન જ સૌંદર્યનું, એની ગતિ જ ચૈતન્યમય. એ સર્વે જીવનમાં ઝાંખી કરાવે સત્યની, અને એ થકી કલા ને જીવનનો કોયડો ઉકલે, સમજ્યા? પણ ના, મને તમારી દયા આવે છે. ઓ પંગુઓ!...

[તરંગ અને ઊર્મિ પ્રવેશે છે. બાઘા જેવા તરંગને અને ચિંતાભરી ઊર્મિને જોતાં જ દંશક બૂમ પાડી ઊઠે છે.]

દંશકઃ ઊર્મિ! તરંગ!......

ઊર્મિઃ (આંગળી વડે) ધીમેથી.

દંશકઃ કેમ?

ઊર્મિઃ કલાદેવી ક્યાં છે? કુમાર!

દંશકઃ કોણ જાણે; શું કામ છે?

ઊર્મિઃ તરંગ એને શોધી રહ્યો છે. કહોને ક્યાં છે?

ફિલસૂફઃ (ઊર્મિને બાજુએ લઇ જઇ) શું છે?

[પ્રકાશ ઓછો છે. તરંગ દરેક સામે જોતો કંઈ શોધતો હોય તેમ ખંડમાં ચોગમ ફરે છે.]

ઊર્મિઃ એ તો ઊંઘમાં ચાલે છે. ક્યારનો કલા કલા કરી રહ્યો છે. કલાભવનમાં કલાદેવીના આસન આગળ એમ ને એમ પડી રહ્યો હતો. કેટલીક વાર રડ્યો ને પછી દિઙ્મૂઢ જેવો પડી રહ્યો. સાંજનો ઊંઘતો હતો. મારા મનમાં કે જાગે તો કંઇ ખાવા આપું, પણ જાગે શાનો? હમણાં ધીરે.રહી ઊભો થયો ને 'કલાદેવી' 'કલાદેવી' બોલતો બોલતો અહીં આવ્યો.

ફિલસૂફઃ સમજ્યો હું.

ઊર્મિઃ શું?

ફિલસૂફ: કંઈ નહિ. (દંશકને) કલાદેવી ક્યાં છે?

[દંશક જવાબ આપે એ પહેલાં તરંગ કંઈ બોલવા માંડે છે. એ બરાબર વચ્ચે આવીને બેઠો છે.]

તરંગ: ઓ! એ સુંદર સ્વપ્નકાળ! કેટલું રમ્યાં આપણે? કેવું રમ્યાં આપણે? તું ચકલીઓ બોલાવતી ને હું પીંજરા ઘડતો. હું દાણા લાવું ને તું ખવડાવતી. રાત્રે એ ચકલીઓને તું ઉડાવી મૂકતી. હું ના કહતો અને ખીજાતો. તું કહેતી કે એ તો આપણે માટે સ્વપ્નાં લેવા જાય છે, ને હું શાંત થતો. અને ઓ કલા! તું કેવી મારે બંધ પોપચે ખેલતી! હું તને પકડવા જાઉં અને તું ઊડી જતી. અને સ્વપ્નું પૂરૂં થતું. હો હો, આપણે કેવું કેવું રમતાં! કેવા આપણે હરખના કોટ બાંધતાં, અને એ કોટની આસપાસ કેવી સરલ પ્રીતિની સરિતા પ્રદક્ષિણા કરતી અને એ કોટમાં આપણે આનંદને પૂરી બેસતાં. (ઊભો થતાં) હું કિલ્લેદાર બનતો અને તું એની વિધાત્રી બનતી. કેટલું સુખ! કેવું સુખ!

[બે ડગલાં આગળ ચાલે છે.]

જીવન વહ્યું ને આદર્શ ઘડ્યો, દેવી! નિર્મળ સ્વપ્નાના સુંદર ચોકઠામાં તને મઢી તને એમ ઊડવા દઉં અને હું આનંદ પામું. તને ઝાલવા મથું, તારા હાથ લંબાવી તું ઊચકી લે મને અને ભોંય–ભુસ્કા થઇ પડીએ આપણે.

જીવન વહ્યું ને આદર્શ વિકસ્યો, દેવી! જીવનમાં ભરી કલાની દેવી. સેવા કરૂં ને પૂજા કરૂં. હોંસે ઉજાળું જીવન મારૂં. એક જ વિચાર, એક જ ધ્યેય, એક જ હેતુ, એક જ આશા, એક જ સાધવો હતો આદર્શ. જીવન એટલે વિશ્વકલા, કલા એટલે વિશ્વજીવન. વિદ્યા તારે ચરણે ધરી, કલાદેવી! જીવનમૂર્તિ મારી, પાવન કરજે મને!

હું તો પડયો હતો દેવી, અને તેં મને પાંખો દીધી. આંખે પડદા હતા, ત્યાં તેં અમૃત આંજ્યાં. કાયા કંપતી હતી મારી, અને તેં શક્તિ આપી. હું તો ભમતો હતો, તેં સ્થિર કીધો મને. જીવન વહ્યું અને તું કલાભવનની મૂર્તિ બની. હું પૂજક બન્યો અહીં; તારી ભક્તિ કરવા, તારા બોલ બોલવા, તારા વિચાર આચરવા. પાળજે, પોષજે, અને ઉદ્ધારજે જીવનમૂર્તિ મારી . . . .

[આકાશના તારા ગણતો હોય એમ ઊભો રહે છે.]

ઓ, ક્યાં છે કલા! ઓ, ક્યાં છે કલા!

[બાધા જેવો આવેશમાં દોડી, તખ્તાની ડાબી બાજુએ કડડભૂસ્ થઇ પડે છે. પ્રકાશ-પુંજ પણ એના તરફ ઢગલો થઈ વધે છે.]

ઓ કલા!

[ઊર્મિ ગભરાય છે અને જરા આગળ વધે છે. ફિલસૂફ એને સંભાળી લે છે.]

ઊર્મિ: તરંગભાઇને શું થયું? તરંગ!

[ધસે છે. તરંગ ફરીથી કંઇ બોલતો હોય એમ જણાતાં ઊર્મિ ચૂપ થઈ ઊભી રહે છે. તરંગ ઊભો થઈ બેસી જાય છે. ઊર્મિ અને તરંગ સામસામાં ગોઠવાઈ રહે છે, ને ઊર્મિ ધીમે ડગલે પાછળ સરતી ફિલસૂફ પાસે આવી ઊભી રહે છે.]

તરંગ: એ આદર્શ પામવામાં તારી સહાય કેમ ભૂલું, ઊર્મિ! ઓ, તું ન હોત તો ઊર્મિ! (ઊર્મિ ચમકે છે) મારી દેવદૂતિ, સખિ! દયાદેવિ! બેન! બેનડી મારી! ઓ, તું ન હોત તો? મારે માટે તેં જીવનપગથાર રચી, મારે માટે તેં ભક્તિપ્રયોગ ઘડયો, મારે માટે તેં પૂજાસામગ્રી આણી, મારી આંખો સામેથી તેં

અંધારાના પડદા ચીર્યા, અને તને કેમ ભૂલું? ઊર્મિ! હો, તું ન હોત તો ઊર્મિ!

સૂરજ ઊગતાં તારાં કલ્લોલ ઝરે, મધ્યાહ્ન તપતાં તારાં હાસ્ય પ્રસરે, આથમતાં તું ભાવનાઓ ભરે, ને એમ આપે ઉત્સાહ, આશા અને આનંદ. ચકોર, શાણી, પ્રફુલ્લ! નહિ ભૂલું મારી પથ-દીપિકા! હેં, તું એ નહિ આપે મારી કલા? તું એ નહિ બતાવે મારી કલાદેવી? ઊર્મિ! ઊર્મિ! દેવદૂતિ!

[ભોંય સરસો બેસી જાય છે.]

ઊર્મિ: મારા રે તરંગ!

[તરંગ તરફ આવેશમાં ધસે છે. ફિલસૂફ વારી લે છે.]

ફિલસૂફ: ઊર્મિબાળા! શું કરો છો? ઊંઘમાં છે ને એ તો?

[બધો આવેશ એકદમ શમાવી, પલકમાં શાંત થઇ, અત્યંત સ્વસ્થ થઈ, નિર્મળ આંખે ફિલસૂફ તરફ બેપાંચ પળ જોઈ રહે છે.]

ઊર્મિ: (ફિલસૂફને) એને શું થયું છે—મારા તરંગને શું થયું છે?

[ફિલસૂફને ખભે એક હાથ મૂકી આંખ બંધ કરી ઊભી રહે છે.]

તરંગ: (એકાએક ઊભો થઇ ચારે બાજુ દોડી) દેવી! દેવી! મારી મૂર્તિ! જીવનદેવડી! કલા! કલા! ક્યાં છે કલા? ઓ કલા!

[એક ચક્કર ખાઇ, થાકી, ધ્રૂજી ભોંય પર પડે છે. એ અવાજે ઊર્મિ ચમકી મોં બહાર કાઢે છે.]

ઊર્મિ: ભાઇ . . . રે . . . ભાઈ! તરંગ!

દંશક: (ક્રોધથી ધ્રૂજતો) ચૂપ! એ તો ગાંડો થઈ ગયો છે. લઈ જાઓ એને પાગલખાનામાં! એ તો ગાંડો થઇ ગયો છે.

ફિલસૂફ: ખબરદાર! એ બીલકુલ ગાંડો નથી. ગાંડા તો

આપણે છીએ.

ઊર્મિ: ના, (ચીઢમાં દંશકને) તું છે ગાંડો!

[દોડી તરંગના શરીર પર
રક્ષણ કરી ઊભી રહે છે.]

એનો વાળ વાંકો નહિ થવા દઉં.

[બેત્રણ ક્ષણ ઊભી રહે છે, પણ ધ્રૂસકો ખાઇ રડતી પડે છે. બધા નીચું જુએ છે. (ફ્લસૂફ ઊંચે જુએ છે, દંશક ક્રોધે અવાચક થઇ જાય છે. ઊર્મિ પડતાં જ પડદો પડે છે.]

## અંક ત્રીજો

[પાગલખાનું: કલામંદિરનો ત્રીજો ભાગ. તરંગ એક ખાટલા પર સૂતો છે. દંશક અને શિલ્પી એકાએક ઉતાવળે પ્રવેશે છે.]

દંશક: બે દિવસથી બહુ જ ગાંડાં કાઢે છે. કંઇ ગાંડુઘેલું લવે છે ને પછી બૂમાબૂમ પાડે છે.

શિલ્પી: હું તો મૂળથી કહેતો હતો કે એનું ખસ્યું છે. હું નથી ધારતો કે ફરી ઠેકાણે આવે.

દંશક: ધૂળ! રોજ કંઈ ને કંઈ વધતું જાય છે. હમણાં જ કલાક પર ધાંટાધાંટ પાડતો હતો. બે ચાર દીધી એટલે આવ્યો ઠેકાણે.

શિલ્પી: માર્યો?

દંશક: તો શું પૂજા કરૂં?

શિલ્પી: ના ના, એ તો ઠીક જ કીધું. બીજો કંઇ ઉપાય જ ન મળે.

દંશક: ઊર્મિ તો મૂર્ખી છે. અમસ્તી એને ચઢાવતી હતી. હજી યે કંઇ ખાવાનું આણી આપે, ને કાગળ પેન્સિલ આણી આપે. આજે તો કાયદો કર્યો છે અને ભીમાને સખ્ત કહ્યું છે કે કોઇને આવવા ન દેવું.

શિલ્પી: તે કાગળો પર શું લખે છે?

દંશક: કોણ જાણે! જે ધૂનમાં આવે તે ચીતરે છે, લખે છે, ચિત્રો પાડે છે, કંઇ કંઇ કરે છે. મને તો સમજ પણ નથી પડતી. હું તો બધું જ ફાડી નાખું છું. નહિ તો વળી ઊર્મિના હાથમાં જાય તો વળી બધાને વંચાવતી ફરે ને ગધેડા પર

અંબાડી બાંધે.

શિલ્પીઃ ઊર્મિને અહીં ન આવવા દેવાનું તમે ઠીક કીધું. એથી તો ઊલટું વધારે ચસકત. આવા માણસોને જીવતા પણ શા સારૂ રાખવા જોઇએ?

દંશકઃ હી હી હી. તમે તો બસ છેલ્લો જ ઉપાય બતાવો છો. હારતો, એક રીતે એ સારૂં તો ખરૂં. તો ચાલો આપણને મોડું થશે. નાટકમાં જવું છે ને? પાએક કલાકની વાર હશે. હું નથી ધારતો કે આજે રાતે કંઇ તોફાન કરે. અત્યારે એ જ જોવા હું આવ્યો હતો. ભીમા! ભીમા!

[તરંગ એ બૂમે જાગે છે]

તરંગઃ મારા કાગળીઆ આપો, મારાં નાટકો, મારી કવિતા, મારાં ચિત્રો–મારા આત્માના અવાજને રુંધી રુંધી તમે ભોંયરે નહિ પૂરી શકો. મારાં લખાણોને બાળી તમે મારી મૂર્તિપૂજા નહિ ઓછી કરી શકો. કલા! દેવી!

દંશકઃ ચૂપ ચૂપ રે' રે પાગલ!

[તરંગ બેઠો થઈ પથારી નીચે બીજા કાગળ સંતાડવા જાય છે. એટલે]

ભીમા, લઇ લે તો પેલા કાગળ! બાળી નાખ; બાળી નાખ. હમણાં જ.

[ભીમો તરંગ પાસેથી કાગળ ખૂંચવી લઈ બાજુ પર બાળે છે.]

શિલ્પીઃ એ બધું શું લખે છે?

દંશકઃ કલા! કલા! બીજી એને ધૂન શી છે? એના પર જ લખ્યું હશે કંઈ.

તરંગઃ ઓ રે, મારા કાગળીઆ!

[બળતા તરફ ધસે છે, દંશક એને ચાબુકે ફટકાવે છે.]

દંશકઃ ચૂપ, ચૂપ, બેસી રહે અહીં!

તરંગઃ મારી સ્વપ્નસૃષ્ટિને ન બાળો, મારા આત્માની એ વિભૂતિને ન બાળો. ઓ અગ્નિદેવ! મારા હૈયાના ઉદ્ગારોને ભક્ષણુ નહિ કરો. મારી કલા! મારી આશા! મારી અભિલાષા! મારો સંદેશ! મારો આનંદ! ના બાળો, મારા આત્માની રાખ થાય છે, ઓ અગ્નિદેવ!

દંશકઃ ચૂપ, ચૂપ.

[માર વધારતો જ જાય છે.]

તરંગઃ ઓ! ઓ! ઓ પ્રભુ! જીવન જીવી થાકયો હવે તો. ઓ પ્રભુ! મારી કલા!

દંશકઃ હજી કલા? હજી કલા?

શિલ્પીઃ ખરેખર આવા પાગલ તો હડકાયા કૂતરા કરતાં પણુ ખરાબ.

તરંગઃ ઓ મને ન મારો. મારાં સંસ્મરણો! મારાં સ્વપ્નાં! મારી ભક્તિનું અલ્પ સ્મારક! રે એને ન બાળો!

[થાકીને ખાટલામાં પડે છે. પડચોપડચો હાથ વડે અર્થ વગરના ચાળા કરતો ધીમેધીમે]

કલા! કલા! કલાદેવી! કઅઅ . . .

દંશકઃ (એને ધ્યાનથી જોઈ રહી) ચાલો હવે ઊંઘશે નિરાંતે; ને નહિ ઊંઘે તો ભોગ એના. બહાર તાળું બરાબર મારજે, ભીમા! ને જરૂર પડે તો ઉઘાડી ફટકાવજે. અને કોઇને અંદર આવવા ન દેતો.

શિલ્પીઃ આપણે હવે જઇએ નાટકમાં; પેલા લોકો ત્યાં રાહ જોતાં હશે.

દંશકઃ (જતાં જતાં) ઠીક ઠંડો થઇ ગયો છે. એ લોકોને તો માર સિવાય બીજો રસ્તો જ નથી.

શિલ્પીઃ ઊર્મિને અહીંઆં ન જ આવવા દેવી.

દંશકઃ ના ના, એ શું આવે? મેં કહ્યું ને તમને? એ જ એને ચઢાવે છે! હજી તો એ એને ગાંડો માનતી પણ નથી. લો, ચાલો. ભીમા, જોજે હં? [ભીમો તાળું વાસે છે.]

તરંગઃ (પથારીમાં પડ્યો પડ્યો અરધી ઊંઘમાં) ઓ રે! ઓ ઓ!

[ભીમો ધીમે ધીમે ભજન લલકારે છે. તરંગ પથારીમાં જ ઊંઘમાં લવારા કરે છે. ઊર્મિ બહાર દેખાય છે.]

ઊર્મિઃ ભીમા! બારણું ઉઘાડ તો ભીમા!

[ભીમો બારણું ઉઘાડે છે. બંને અંદર આવે છે.]

ભીમોઃ ઊર્મિબેન! દંશકભાઇને ખબર ન પડે હં! નહિ તો મને...આજે તો ખાસ કહીને ગયા છે.

ઊર્મિઃ એની તું ચિંતા ન કર. એ બધા તો નાટકમાં ગયા છે ને?

ભીમોઃ હા, હમણાં જ ગયા.

ઊર્મિઃ ભાઈ ઊંઘે છે નહિ? આજે એ માર...

ભીમોઃ (ડોકું ધુણાવી હા કહે છે ને નિસાસો નાખે છે) બેન, મને તો બહુયે દયા આવે, પણ હું નોકર માણસ શું કરૂં? અને તમારા ભાઇને તો તમે જાણો છો ને?

ઊર્મિઃ ચૂપ! એ મારો ભાઇ નહિ. મારો ભાઇ તો આ. આ મારા ભાઈ! ભાઇલા!

[ખાટલા તરફ ધસે છે. તરંગ કંઇ અર્થ વગરનું બબડે છે. ઊર્મિ ખાટલાને નાકે બેસે છે. ખોળામાં માથું લે છે ને ધીમેધીમે પંપાળે છે.]

તરંગઃ (ઊંઘમાં જ) હું ગાંડો નથી. જિંદગીને નાટક કહેવામાં ઘેલછા કહેવાય છે. એ નાટક કાગળ પર લખવામાં ગુનો. કલા નામ બોલવામાં ગાંડાઇ છે. હું ગાતો હતો ને મારો કંઠ રૂંધ્યો. હું જોતો હતો ને મારી આંખ ફોડી. મારા દેહને રૂંધનારા મારો આત્મા નહિ રૂંધી શકે. સત્ય, સૌંદર્ય અને કલાથી વેગળી જતી દુનિયાએ મને વેગળો કર્યો. પણ મારી કલાભક્તિને રૂંધવામાં મારી ભક્તિને સહસ્રધા ખીલવો છો. કલા! ક્યાં છે કલા? દેવી!

ઊર્મિઃ ભીમા! ભાઈ ઊંઘમાં લવે છે. આજે જો ધ્યાન રાખજે. બહુ માર માર્યો લાગે છે. ઓ પ્રભુ!

તરંગઃ કલા! ઓ કલા! તારો શિષ્ય છું, તારો ભક્ત છું. તારો જ, સદા કાળ તારો જ છું. દેવી! તું તો મારું સ્વપ્ન છે, મારો શ્વાસ છે, મારી વાણી છે, મારી આંખ છે, મારો આત્મા છે. કલા! કલા! મારી દેવી! મારી મૂર્તિ!

ઊર્મિઃ (માથે હાથ ફેરવતી જ) તરંગ! તરંગ! ભાઇ!

ભીમોઃ બેન, તમે જાઓ. હું જાગતો બેઠો છું.

ઊર્મિઃ ભીમા! બરાબર સંભાળ રાખજે હં! જો ભાઇને કંઈ ન થાય હં! ને હું કાલે...હા. મને તો બંધી કરી છે ખરું ને? કંઈ નહિ, કાલે સવારે તો હું નહિ આવી શકું, પણ જોઈશ. એને જોઇએ તે આપજે ભીમા, હં, જોજે હં! (જતાં જતાં) એને કંઇ ન થાય હં!

[એકવાર પાછી જઈ તરંગને કપાળે હાથ ફેરવી.]

તરંગભાઇ!

[ઊર્મિ જાય છે અને ભીમો તાળું દઈ લલકારતો બહાર બેસે છે.]

[મધરાતના બારના ટકોરા વાગતા સંભળાય છે. ટકોરા પૂરા થતાં અંદરથી દિલરૂબાના

સ્વરો સંભળાય છે. એક કમળથી આચ્છાદિત બાલિકા સુવર્ણઝારી સાથે પ્રવેશે છે. ચાર પ્રદક્ષિણા ખાટલાની આજુબાજુ કરી એક દાંડીવાળું કમળ માથા પર ખોસી ઝારીમાંથી ચાર છાંટા જલ છાંટી ચાલી જાય છે. એ જાય છે ને બીજી બાજુથી દેવી સરસ્વતી અને અશ્વિનિકુમાર બે આવે છે.]

અશ્વિનિકુમારઃ હું જે કહેતો હતો તે આ માનવી! પૃથ્વીભરમાં આટલો સાચો કલાભક્ત તો હજી મેં જોયો નથી.

સરસ્વતીઃ કુમાર! આજે એકલા છો એટલે ભ્રમથી અર્ધદર્શન તો નથી થતું ને?

અશ્વિનિકુમારઃ દેવી! કલાની વાતમાં પરિહાસ સંભવે ખરો?

સરસ્વતીઃ કોણ જાણે! તમે છો. વારૂ ત્યારે, એનું કલાપ્રાવિણ્ય શામાં છે?

અશ્વિનિકુમારઃ એના જીવનમાં છે.

સરસ્વતીઃ એટલે?

અશ્વિનિકુમારઃ એના જીવનને એણે કલાનું મંદિર બનાવ્યું છે; અને તમારી કાવ્યકળા કે ચિત્રકળા કે એ સોળે કળામાંથી એકેય એણે તમને ધરી નથી; પણ એ સૌમાં ઉચ્ચ એવી જીવનકલા એણે તમારે ચરણે સમર્પી છે.

સરસ્વતીઃ મારે ચરણે? કુમાર, એનું માનસ બતાવી શકો ખરા!

અશ્વિનિકુમારઃ જેવી ઇચ્છા!

[ખાટલા પાસે જઈ મંત્રજળ છાંટે છે.]

સરસ્વતીઃ દેવીનાં આવાહન છે, બેઠો થા!

[તરંગ સુંદર વસ્ત્રોમાં સજ્જ બેઠો થાય છે; ઊભો થાય છે. સરસ્વતીને પ્રણામ કરે છે.]

સરસ્વતીઃ આયુષ્યમાન્...

અશ્વિનિકુમારઃ નહિ દેવી! કલાભક્તોને ચિરાયુષ્યના આશીર્વાદનું શું પ્રયોજન? કલાભક્તિ જ એની અચલ અને અખંડ કરો.

સરસ્વતીઃ એ તો હું જોઉં પછી.

અશ્વિનિકુમારઃ તો કેવળ કલ્યાણ ઇચ્છો. આયુષ્યમાન્ નહિ.

સરસ્વતીઃ કેમ ?

અશ્વિનિ૦: ભાવિ નબળું છે.

સરસ્વતીઃ કલ્યાણ થાઓ તારૂં, તરંગ !

અશ્વિનિ૦: તરંગ, કેવું જીવન જીવે છે તું ?

તરંગઃ કલાજીવન.

અશ્વિનિ૦: અને શો છે તારો કલાધર્મ ?

તરંગઃ કલાભક્તિ.

અશ્વિનિ૦: ને એ ભક્તિથી શું શું માગે છે? તારો કલાધર્મ તે જ યુગનો કલાધર્મને ?

તરંગઃ (ઉછળી) ના. જગત જુએ છે ને જાણે છે એ તો દાંભિક કલાધર્મ. એ ધર્મના પાયા લૂલા છે. એ ધર્મમાં દુઃખીનું દુઃખ જોઈ દયા દુભાતી નથી. એ તો આમ, મદથી ચાલે છે, જુઓ. એ ધર્મનો ન્યાય બહેરો છે, સત્ય આંધળું છે, પ્રેમ રાગી છે અને શ્રદ્ધા લૂલી છે. લૂલી શ્રદ્ધા પર કલોત્કર્ષ સંભવે જ કેમ? અને કલાસર્જનને આવશ્યક શાંતિ ચંચળ છે. એથી પ્રાપ્ત થતો આનંદ અદેખો છે. જગતનો તો આવો છે કલાધર્મ. મારો એથી જુદો છે કલાધર્મ.

અશ્વિનિ૦: દેવી પરીક્ષે છે કે તારા કલાધર્મના પાયા શા?

તરંગઃ મારી કલાભક્તિમાં અખંડ શ્રદ્ધા અને અડગ ત્યાગ છે. એ મારા ભક્તિમય જીવનના પાયા છે.

અશ્વિનિ૦: તારી પીછી, તારી કલમ, તારી છીણી, તારૂં ફલક તે શું?

તરંગ: મારો આત્મા.

અશ્વિનિ૦: એથી શું સરજશે?

તરંગ: જે સરજવા મથી રહ્યો છું તે મારૂં જીવન.

અશ્વિનિ૦: કેવું જીવન એ?

તરંગ: શ્વાસેશ્વાસે કલા કલા કલ્લોલતું જીવન એ. શ્વાસોચ્છ્વાસે કલા રેલાવતું અને જીવનમાં વિહરતું કલાજીવન. એ એ જ અમરતા, એ જ આનંદ, એ જ મોક્ષ.

સરસ્વતી: અશ્વિનિકુમાર! બસ. સાતે સરિતાને બોલાવો અને કલામુકુટ મંગાવો.

[અશ્વિનિકુમાર આંખ મીચી રહે છે અને એક પછી એક સાત નદીઓ બ્રહ્મપુત્રા, ગંગા, યમુના, સિંધુ, નર્મદા, તાપી ને ગોદાવરી આવે છે. દરેકના હાથમાં એકેક કળશ છે. ગંગાના હાથમાં કળશ ઉપરાંત મુકુટ છે, યમુનાના હાથમાં કમલાસન પણ છે. સાતે કળશો વિધવિધ ધાતુના છે. ગંગાના હાથમાંનો કળશ સુવર્ણનો છે, યમુનાનો ચાંદીનો... સરસ્વતીની આજ્ઞાથી અશ્વિનિકુમાર સાતે કળશમાંથી જળ લઇ તરંગ પર અભિષેક રૂપે છાંટે છે અને સરસ્વતીદેવી સ્વયં કલામુકુટ પહેરાવી તેને કમલાસને બેસાડે છે. એ દરમિયાન સાતે નદીઓ વારાફરતી બોલે છે.]

૧: સુખદાયિની થાઓ એની કલા!

૨: પ્રેમવર્ષિણી થાઓ એની કલા!

૩: આશાવર્ધિની થાઓ એની કલા!

૪: સુભગવંતી થાઓ એની કલા!

૫: સત્યાન્વેષિણી થાઓ એની કલા!

૬: શાંતિદાયિની થાઓ એની કલા!

૭: જ્યોર્તિમયી થાઓ એની કલા!

અશ્વિનિ૦: દેવી! હજી એની જીવનચમત્કૃતિ પૂરી બતાવું?

સરસ્વતી: તે શું?

અશ્વિનિ૦: (પાછી આંખો મીચી, દિશાઓમાં જલ છાંટે છે) આ આવે એની જીવંત કલામૂર્તિ.

[કલા પ્રવેશે છે. અત્યંત સુંદર, નમ્ર ગૌરવભરી આવી દેવીને પ્રણામ કરે છે. ઊભી રહે છે. સરસ્વતી આશીર્વાદ આપે છે એને જોતાં જ તરંગ આસન પરથી ઊભો થઈ જાય છે.]

તરંગ: કલા! દેવી! આ આસને વિરાજ. તારે ખોળે દેવી! (મુકુટ કાઢી એને ખોળે ધરે છે) નમસ્તે નમસ્તે.

[વંદન કરી રહે છે.]

સરસ્વતી: ઓહો! કલામુકુટ પણ એને ધર્યો! કુમાર! સોળે કલાએ ખીલેલો સાચો માનવચંદ્ર! કલાધર! કલાનિધિ! કલેન્દુ!

[અશ્વિનિકુમાર નદીઓને વિદાય દે છે, તરંગને પાછો સુવાડી દે છે, કલાને આમતેમ પાછી વાળે છે.]

અશ્વિનિકુમાર: દેવી! દંશકકુમારના કલાભવનમાં કવિ, ચિતારા અને શિલ્પીની કૃતિઓ સરજનાર આ જ કલાકાર ને? હં!

સરસ્વતી: એટલે? આપે છે, તે સિદ્ધિ મેળવે છે.

અશ્વિનિકુમાર: આ દૃશ્ય સ્વર્ગે નિત્ય મારું આનંદદાયક સ્વપ્નું થશે. ચાલો. [જાય છે.]

[સ્વપ્નબાળા ધીમેથી આવી ફૂલ પાછું લઈ ચાર પ્રદક્ષિણા કરી ચાલી જાય છે. પળભર શાંતિ. દિલરુબા અંદરથી વાગે છે. પ્રકાશ વધે છે. દૂરથી દંશકનો અવાજ સંભળાય છે.]

દંશક: ઉઘાડ!

[ભીમો ને દંશક પ્રવેશે છે. પછી કવિ, શિલ્પી વગેરે પ્રવેશે છે.]

કવિ: ફારસ ઘણો મજેનો, નહિ?

દંશક: કેમ, ગાંડો ઊંઘે છે ને?

[ભીમો ડોકું હલાવી હા કહે છે]

શિલ્પી: સીનેરી સૌથી સારી લાગી મને તો.

ચિતારો: વસ્તુ બહુ સુંદર અને પેલું ગીત!

દંશક: ભાઇઓ! આ અહીંનો નાટક જોઈ લઇએ ને? કેમ, કંઇ તોફાન કર્યું હતું કે ભીમા?

ભીમો: ના જી, સૂઈ જ રહ્યા છે.

દંશક: ચાલો આપણે યે સૂઈ જઇએ. ભીમા, બરાબર જોજે હં?

શિલ્પી: (છેલ્લો જતાં) અલ્યા ઊર્મિ અહીં આવી હતી કે?

[ભીમાના હાથમાંનો દીવો હોલવાઈ જાય છે એટલે બધા બહારથી ચાલ્યા જ જાય છે. ભીમો તાળું મારી રહે છે. અંદરથી ડાબી જમણી બાજુથી ધીમેધીમે મંત્રોચ્ચાર સંભળાતા વધે છે. તરંગ જાગે છે અને ચમકીને ઊઠે છે. પાછો સૂએ છે. ફરી અત્યંત અશાંત થઈ આમતેમ ફરે છે. મગજમાં તમરાં વાગે એમ અવાજ એને પજવે છે.]

જમણી બાજુથી:

शक्रादयः सुरगणा निहतेऽतिवीर्ये
तस्मिन् दुरात्मनि सुरारिबले च देव्या ।
तां तुष्टुवुः प्रणतिनम्रशिरोऽधरांसा
वाग्भिः प्रहर्षपुलकोद्गमचारुदेहाः ॥ સ્વાહા ! સ્વાહા !

ડાબી બાજુથી:

देव्या यया ततमिदं जगदात्मशक्त्या
निःशेषदेवगणशक्तिसमूहमूर्त्या ।
तामम्बिकामखिलदेवमहर्षिपूज्यां
भक्त्या नताः स्म परिपालय देवि विश्वम् ॥
સ્વાહા ! સ્વાહા !

[તરંગની ગભરામણ વધતી જાય છે. જમણે ખૂણે જઈ પાંચ ક્ષણ ઊભો રહે છે. અવાજ બદલાતાં ડાબી બાજુએ જઈ ઊભો રહે છે.]

જમણી બાજુએ:

यस्याः प्रभावमतुलं भगवाननन्तो
ब्रह्मा हरश्च न हि वक्तुमलं बलं च ॥

[આ અવાજ પણ ધીમેધીમે વધતો જાય છે.]

ડાબી બાજુએ:

सा चण्डिकाऽखिलजगत्परिपालनाय
नाशाय चाशुभभयस्य मतिं करोतु ॥

જમણી બાજુએ: સ્વાહા !

તરંગ: આ શાના સણકા મારે છે? શા ધ્વનિ આ સાંભળું છું?

ડાબી બાજુથી: સ્વાહા !

या श्रीः स्वयं सुकृतिनां भवनेष्वलक्ष्मीः
पापात्मनां कृतधियां हृदयेषु बुद्धिः ।

श्रद्धा सतां कुलजनप्रभवस्य लज्जा
तां त्वां नताः स्म परिपालय देवि विश्वम् ॥

તરંગ: કોઇકનો ભોગ ધરાય છે એમ લાગે છે.

જમણી બાજુ: ભો એ! સવિતા! રૂદ્ર......

તરંગ: ઓ પ્રભુ! મારા મનનો ભ્રમ છે કે સત્ય છે? આ મંત્રોચ્ચાર શાનો? કોનો ભોગ ધરાવાતો હશે? કોનો, ઓ કોનો? શા કાજે?

જમણી બાજુ:

किं वर्णयाम तव रूपमचिंत्यमेतत्
किं चातिवीर्यमसुरक्षयकारि भूरि ॥

[અત્યંત જોરથી]

ડાબી બાજુ:

किं चाहवेषु चरितानि तवाति यानि
सर्वेषु देव्यसुरदेवगणादिकेषु ॥ સ્વાહા! સ્વાહા!

તરંગ: જીવનભરની મારી કલા! જીવનપાર પણ મારી રહેજે કલા! એ કેટલો પવિત્ર મંત્રોચ્ચાર! લ્યો, લ્યો, મારો ભોગ લ્યો. તું ન મળી કલા! જીવનભર તારાં જ સ્વપ્નાં સરજ્યાં. દશે દિશાઓ તારા નામથી ભરી અણુઅણુમાં ઢૂંઢી. તારાં અંતિમ દર્શન પણ નહિ દે? ઓ ક્રૂર વિધિ! ઓ ક્રૂર ભાવિ! કલા! કલા! કલા!

[ખાટલા પર માથું રાખી ભોંય પર બેસે છે.]

જમણી બાજુ:

हेतुः समस्तजगतां त्रिगुणापि दोषै—
र्न ज्ञायसे हरिहरादिभिरप्यपारा ।

ડાબી બાજુ:

सर्वाश्रयाखिलमिदं जगदंशभूत—
मव्याकृता हि परमा प्रकृतिस्त्वमाद्या ॥ સ્વાહા! સ્વાહા!

તરંગઃ (ઊભો થઇ પાછો) અણુઅણુમાં, દશે દિશામાં, ક્યાંથી હોય મારી કલા? મારા જીવનમાં છે કલા, મારા હૈયામાં છે કલા, મારા આત્મામાં ભરાઇ રહી છે કલા! (આનંદે છે, હસે છે) પછી તારા દર્શનની અપેક્ષા શા માટે રાખું? કલા, તું છે તે હું થઇશ. તું જીવે છે તે હું જીવીશ. આ બંધનમાંથી મુક્ત થઈશ. તારો મૃદુતમ શ્વાસોચ્છ્વાસ થઇશ, કલા!

જમણી બાજુઃ

यस्याः समस्तसुरता समुदीरणेन
तृप्तिं प्रयाति सकलेषु मखेषु देवी।

ડાબી બાજુઃ

स्वाहासि वै पितृगणस्य च तृप्तिहेतु-
रुच्चार्यसे त्वमत एव जनैः स्वधा च॥ સ્વાહા! સ્વાહા!

તરંગઃ હા, હા. તારે ચરણે કલા! કેવો આનંદ! કેવી શાંતિ! ધન્ય ઘડી! કલ્યાણક્ષણ, ઓ ઓ...

[ઊર્મિ પ્રવેશે છે ઉતાવળે.]

ઊર્મિઃ ભીમા! ઉઘાડ, ઉઘાડ જલદી! (પ્રવેશે છે અંદર) ભીમા! (પાસે જઇ) શું છે આ? વીરા મારા! તરંગ? તરંગ? ભીમા! જા જા, કલાબેનને બોલાવ. ગમે ત્યાંથી બોલાવી લાવ. ભાઇની આંખ તો જો.

[ભીમો જાય છે દોડતો. ઊર્મિ પંપાળતી માથું ખોળામાં લે છે. તરંગ બેઠો થાય છે. ઊર્મિ સામે મીટ માંડી જોઈ રહે છે,—જાણે ઓળખતો નથી. મહામુશ્કેલીએ ઓળખે છે.]

તરંગઃ ઊર્મિ! કોણ ઊર્મિ? બેન, બેનાં! દેવદૂતિ!

[ખાટલા પર પડે છે. સૂઇ જાય છે. એક ડચકિયું આવે છે. દંશક વગેરે સર્વે દોડતાં પ્રવેશ કરે છે.]

દંશકઃ ગાંડી છોકરી!

તરંગઃ (તૂટતા અવાજે) કલા! ક–અ–લા!

ઊર્મિઃ કલાબેન ક્યાં છે? કોઇ કલાબેનને બોલાવો.

દંશકઃ ઊર્મિ! એ નહિ બને, તું ગાંડી થઈ છે.

ઊર્મિઃ બસ, તું આનો જીવ લેવા બેઠો છે. તેં હદ કરી. આ તો મૃત્યુમુખે છે, હજી તો કલાબેનને બોલાવ! તારી કલાને એ સાથે નહિ લઇ જાય.

દંશકઃ ચૂપ, ઊર્મિ!

ઊર્મિઃ હેં? હું જઇશ.

[દોડતી કલાને બોલાવવા ચાલી જાય છે. દંશક તરંગનાં તરફડિયાં જોઇ રહે છે. કવિ, ચિત્રકાર, શિલ્પી ખૂણામાં ટોળું વળી ઊભા રહે છે.]

ચિતારોઃ ભાઇ, હવે આપણા બાર વાગી જવાના...

કવિઃ હાસ્તો, કોણ ચિત્રો ચીતરી આપશે? મારી કવિતા માટે પણ ફાંફાં જ મારવાનાં ને?

શિલ્પીઃ છેલ્લું પૂતળું પ્રદર્શનમાં પંકાયું ને વેચાયું તે એનું. હવે એવાં બીજાં ઘડાઇ રહ્યાં!

ફિલસૂફઃ (એકાએક) તમારી છીણી, કલમ ને પીંછાં એની સમાધિ પર ચઢાવજો, હવે!

દંશકઃ (મોટેથી ચિત્રકાર વગેરેને) શું કરશું હવે? આ તો મરી ગયો લાગે છે.

શિલ્પીઃ (સમીપ જઇ) હું તો એક સુંદર મૂર્તિ કોતરીશ એની.

ચિત્રકારઃ (પાસે જઈ) અને હું તો સુંદર તૈલચિત્ર દોરીશ એનું.

કવિઃ બિચારા પર એક સુંદર કરુણ પ્રશસ્તિ લખીશ હું.

[ઊર્મિ, ગાયક ને કલા પ્રવેશે છે.]

તરગઃ (કલાને સહજ જુએ છે, સહજ ઊઠવા જાય છે. નથી ઉઠાતું.) કલા! કલા! ઓ કલા! [હચકિયું]

ઊર્મિઃ તરંગ! તરંગ! નહિ બોલે હવે? એકવાર બોલ, તરંગ, તરંગ!

દંશકઃ મારાથી નથી ખમાતું આ. મને કંઇ થાય છે... ઓ..ઓ. [બહાર નાસે છે.]

તરંગઃ કલા! ક...અ...લા!

[અવાચક થઈ જાય છે. ઊર્મિ કલાને બાઝી રહે છે. કલા ધીમે રહી એના મુખ પર એના પાલવનું આચ્છાદન કરે છે ને બંને એકબીજા તરફ જોઈ રહે છે.]

ફિલસૂફઃ (બાજુ પર) એનું અમર પુનર્જીવન થયું હવે તો. ઓ પ્રભુ!

પડદો

## જરૂરનું

નાટકના વસ્તુ માટે રા. મેઘાણીસંપાદિત 'રસધાર' ભાગ ૫ માં 'શેત્રુંજીને કાંઠે' નામની વાત જોવી. વાર્તાનું વસ્તુ ખરૂં છે કે ખોટું એ માટે રા. મેઘાણીને ટૂંપનારા ટૂંપ્યે જ જાય છે. હું માનું છું કે વસ્તુ ખરૂં હોવું જોઇએ. એમ માનવાને કારણ? કંઈ જ નહિ. કશાં સાધન, તાર્કિક દલીલ, ઐતિહાસિક હકીકત, લોકવાયકા વગેરેના પુરાવા વિના જ હું તો મમત કે દઢ હઠાગ્રહથી આ વાત ખરી માનું છું.

જે દેશના ઇતિહાસમાં અનેક ખોટી વસ્તુઓ, સાધન, દલીલો, સાબિતીઓ વડે જૂઠી જ છે એમ પુરવાર થયા છતાં, ખરી તરીકે ગણાય છે, ભણાય છે, મનાય છે (ઉદાહરણાર્થ કલકત્તાનું કારાગૃહ) ત્યાં આવી સુંદર વસ્તુની સચ્ચાઇ પુરવાર કરવા શા માટે માથાઝીક કરવી અને ચૂંથવી? ડાઇવૉર્સ, પ્રીતિલગ્ન, મુદ્દતશાદી, ઇશ્કનિકાહ, સ્વતંત્ર સ્નેહસંબંધ વગેરે દેશદેશની ભિન્નભિન્ન કાયદાજાળ પ્રમાણે કાયદેસર ગણાતી પ્રથાઓ, અને વળી કાયદા-ગૂંચથી યે ન ઊકલે એવો, અનેક નવી સંસ્કૃતિઓમાં સૌથી શ્રેષ્ઠ ગણાતી એ ઊંચામાં ઊંચી સ્પોર્ટસ્મૅનશિપનો યા તો વિશાળમાં વિશાળ ઉદારતાનો કોઇ પણ દાખલો આ 'ઠીઆવાડી, રૈંચા,

અભણ, અનુદાર' ગણાતા દેશની સંસ્કૃતિના દાખલા આગળ જરૂર ઝાંખપ ખાઇ જવાનો, એ જ વાત મને તો ઘણી ગમે છે. આ વાત કેવળ કાલ્પનિક હોય તો યે કેટલી સુંદર કલ્પના, ભાવના! કેટલી ઊંચી ઉદારતા! અલબત્ત, જેને કહેવું હોય તે છૂટથી કહે કે આવા ગંડુ સેન્ટિમેન્ટૅલિઝમ અને ઊર્મિલ બાલિશતા આગળ ઇતિહાસદલીલની આશા જ શી?

વાર્તાના મૂળ વસ્તુમાંથી સાંગોપાંગ કેટલું લીધું છે, કેટલું બદલ્યું છે, કેટલું ઉમેર્યું છે એ વિષે જ્યાં સુધી ખુદ મેઘાણી બળાપો ન કરે, ત્યાં સુધી બીજા કોઇએ ખણખોદ કરવાની જરૂર નથી. એ બાબતમાં તેમ જ આભાર–ઉપકારની વાતમાં અમે બે કોઈ દિવસ 'બથ્થ' ભરી લઇશું.

આ નાટક અન્ય ભાઇબંધ-બહેનો ચાહે તો ભજવી શકે, આ નમ્ર લેખકની સલાહ લઇને જ. સ્ત્રીઓનો ભાગ તો સ્ત્રીઓ જ ભજવે. સલાહનો અર્થ લેખકમાં વધારે ડહાપણ કે અક્કલ છે એમ નહિ, પણ લેખકને ઊંચી નટકલા માટે કેટલાંક મંતવ્યોનો મમત અને આગ્રહ છે એથી જ.

ભજવાયું
૧૯૩૩માં મુંબાઇ

## પ્રવેશ પહેલો

[શેત્રુંજી નદીનો દૂરથી આભાસ થાય છે. બેચાર મોટાં તોતીંગ ઝાડ ને ડુંગરાળ પ્રદેશ. બાજુમાં આહીરોના બે નેસડા છે. એમાંથી એક છોકરો ને છોકરી આવી તખ્તા પર ફૂદડી ફરતાં દેખાય છે. છોકરાના વાળ છૂટા છે. છોકરીનો મોટો અંબોડો કપડાની ફૂંચ-ળીમાં ઢંકાએલો દેખાય છે. બંનેના હાથમાં ઢોર હાંકવાની લાકડી છે, તે બાજુ પર નાખી દે છે.

પડદો પૂરો ઊઘડી રહેતાં સુધી બંને ફૂદડી ફરે છે. એમાંથી છૂટી છોકરો ઝાડની ઓથે સંતા-ઇ રહે છે. છોકરી તરત જ આંખે ચડેલાં ચક્કર ઉ-તારવા બંને હાથ આંખોએ દઈ પળભર બેસી રહે છે. ચક્કર ઊતરતાં છોકરાને શોધવા માંડે છે.]

આણલદે: દેવરા! ઓ દેવરા! હવે બહાર નીકળ છ કે ટાંટિયો ઝાલીને નીચે પછાડું.

[ઝાડની ઓથે વાંસળી વાગતી સંભળાય છે. ત્યાં જઇ]

દેવરા! સંતાયા કરવું હોય તો તું તારે એકલો આવજે અહીં, અથવા ઢોર ચારવા બીજે જજે. સીમમાં બહુ યે જગ્યા છે.

દેવરો: (બહાર આવી) હવે નિરાંતે વાંસળી તો વગાડવા દે! આવી બૂમો પાડતી, કટકટિયણ!

આણલદે: વગાડજે આખી બપોર, હમણાં નહિ. લે ચલ, પહેલાં કાલનો દાવ પૂરો કર.

દેવરો: એ એ કિયો દાવ?

આણુલદેઃ એ મારે માથે છે એ જ તો. લે ચલ દોડ!

દેવરોઃ જા, જા, હવે! કાલનો દાવ આજે હોય નહિ. એ તો બળી ગયો.

આણુલદેઃ અરે, દાવ તે વળી બળે કે? મારે માથે દાવ હું રાખું નહિ તો.

દેવરોઃ એમ બડાઇ કરવી છે? તો પછી જોજે હં!

આણુલદેઃ હા, હા, લે દોડ વહેલો!

[બંને ફૂદડી ફરી, હાથ છોડતાં દેવરો દોડવા માંડે છે. આમથી તેમ દોડાદોડ કરી મૂકે છે.]

પકડાણો, પકડાણો! કાલ તો તને પકડતાં આખો દિવસ ગયો તો, પણ આજે તો કેવો એકે સપાટે પકડાણો? (પાછળથી બંને હાથની હાથકડીમાં પકડી રહે છે.) લે ચાલ, ફરી દોડ; મારે માથે જ દાવ.

દેવરોઃ ઓહો!

[ફરીથી દોડે છે, ને તરત જ પકડાઈ જાય છે.]

આણુલદેઃ એ એમ શું છોકરાં રમાડ છ? હાથે કરીને શા સારૂ પકડાય છ? દોડને બરાબર?

દેવરોઃ અરે આણુલદે, તો તો સવારથી સાંજ તો શું, પણ મહિનાના મહિનાની આખરે પણ તારે માથેથી દાવ નહિ ઊતરે, ખબર છે?

આણુલદેઃ અને હવે કોણ બડાઇઓ કરે છે? તું કે હું? બે વખત કોણ પકડાયું હમણાં?

દેવરોઃ તને આંખ નથી આણુલદે, ખાલી હોડ ન કર.

આણુલદેઃ કેમ?

દેવરોઃ કેમ શું? દેવરાને તારે હાથે પકડાવું ગમતું હશે એથી તરત પકડાતો હશે.

આણલદેઃ શું શું?

દેવરોઃ ફરી શું પૂછ છ? દેવરાને તારી હાથકડીમાં બંધાવું ગમતું હશે તેથી પકડાતો હશે, નહિ તો એ એમ પકડાય?

આણલદેઃ લુચ્ચા!

[ભોંય પર પડેલી લાકડી લઈ ધીમેથી એક મારી અંદર નદી તરફ ચાલી જાય છે. દેવરો આભો બની ઊભો રહે છે. પછી વાંસળી વગાડે છે.]

આણલદેઃ (પાછી ફરી) એ જો દેવરા, મારા પગ ખરડાયા.

દેવરોઃ તો જા, પણે ખળખળ વહેતી શેતલ નદીનાં પાણીમાં ધોઇ આવ.

આણલદેઃ ને તું?

દેવરોઃ મારા પગ કંઇ ઓછા જ ખરડાયા છે?

આણલદેઃ પણ સાથે યે નહિ આવે ને?

દેવરોઃ લે ચાલ, ગાભરૂ! બીકણ!

આણલદેઃ હં અ તો, ગાભરૂ. ઊભો રહે અહીં. હું મારે એકલી જઇશ. આઠ દિવસ પર માંદો થઇ પડયો 'તો ત્યારે મારા ભેગું કોણ આવતું'તું? ત્યારે તારાં ને મારાં બેઉનાં ઢોર કોણ જોતું'તું?

દેવરોઃ હવે જરા કહ્યું તેમાં ગુસ્સો શાની કર છ?

આણલદેઃ નહિ, આજે તો એકલી જ જઇશ.

[જાય છે.]

દેવરોઃ તો જા ભલે. આપણે તો આ......

[વાંસળી કાઢી ઝાડને અઢેલી, બેસી વગાડવા માંડે છે અને કંઈક વાર વગાડે છે.]

આણલદેઃ (પાછળ આવી) દેવરા, જો મારા પગ કેટલા

ઊજળા? (વાંસળી ઝૂંટવી) સાંભળતો શેને નથી? જો મારા પગ કેટલા ઊજળા?

દેવરો: હવે કોઢિયાના પગ પણ તારા કરતાં ઊજળા હોય છે. ઊજળા એટલા કોઢિયા.

આણલદે: ના, આયરથી ઊજળા એ કોઢિયા.

દેવરો: હં, તો આપણા ગામનાં ગધેડાં પણ ઊજળાં હોય છે.

આણલદે: અં અં અં—તો લુચ્ચા!

દેવરો: અં અં તો . . . ગાળો શેની દે છ.

આણલદે: તો આયરને ગધેડાં કેમ કહે છ?

દેવરો: તે મોટો આયરનો આટલો ગરવ શેનો કર છ?

આણલદે: ના, ના, દેવરા, ખોટું લાગ્યું તને? હેં દેવરા, ખોટું લાગ્યું?

દેવરો: ના રે, સાચા આયરને એવાં ખોટાં લાગતાં જ નથી.

આણલદે: લે ચાલ દેવરા! હવે ભેંસો સંભાળીએ.

દેવરો: ને પછી રોટલા ભેગા થઈએ.

આણલદે: એ અત્યારથી?

દેવરો: તે મને તો સળગી છે.

આણલદે: તો જા સીમાડે ભેંસો જોઈ આવ. હું તૈયારી કરી દઉં.

[દેવરો જાય છે.]

દેવરો મારો કેટલો ભોળો! એને મારા રોટલા બહુ ભાવે છે. આજ પણ કાલ જેવી મજા કરી દઉં, ને એનું પોટલું સંતાડી દઉં. (ઝાડ પર બાંધેલું એનું પોટલું છોડી) લે ચાલ, શેતલની માછલીઓ આશરવાદ દેશે. (જઈને નાખી આવે છે.) હવે જ મજા છે તો! આ મારૂં બસ છે. આવવા તો દે એને.

[પોતાનું પોટલું છોડી મૂકે છે. જગ્યા
સાફસૂફ કરવા માંડે છે, દેવરો આવે છે.]

દેવરોઃ આણુલ! પેલું મારૂં એક ડોબું ખૂટે છે જો.

આણુલદેઃ જાણું ને? સાવ રેઢિયાળ! વારૂ ચાલ, રોટલો ખાઇને જોઇશું. જા હાથમોં ધોઈ આવ.

દેવરોઃ તે મને શું ધાર છ? સીધો નદીએ ધોઇને ચાલ્યો આવું છું!

આણુલદેઃ હાં, તો એમ જ કહે ને કે હાથપગ ધોવા જ ગયો'તો.

દેવરોઃ એ આ મારી પછેડીની ફાંટે બાંધેલો રોટલો ક્યાં છે? વળી આજે ય...

આણુલદેઃ મને શી ખબર? મારા રોટલા સંતાડવાની તો તું વાતો કરતો હતો!

દેવરોઃ હવે લાવ લાવ! મેં તો અહીં બાંધ્યો હતો.

આણુલદેઃ હી... હી... હી.

દેવરોઃ હસે છે શું? માર ખાઇશ.

[એને બાચીએથી પકડે છે.]

આણુલદેઃ એમ જોર કરીશ તો કંઇ ઓછો જ મળવાનો છે?

દેવરોઃ ના, ના, કહે ને ક્યાં છે?

આણુલદેઃ એ જા, પણે શેતલને તળિયે સંતાડયો છે. માછલીઓ ત્યાં મિજબાની ઉડાવતી હશે.

દેવરોઃ હેં? આણુલ! તને શું ખબર, મને કેટલી ભૂખ લાગી છે તે! અને મારી મા બચારી કેટલી હોંસથી રોટલો ઘડી આપે, અને તું લઇને નદીમાં નાખી આવે!

આણુલદેઃ અરે, પણ આ મારા ક્યાં ઓછા છે? તારા કરતાં

તો કેવા મજેના અને...

દેવરોઃ હા હા, અમ ગરીબની મજાક કર; મારી મા બચારી ઘરડી થઇ, તેને હાથે હવે તારા જેવા રોટલા થતા નથી ને હવે તું...

આણલદેઃ પણ તને રોજ રોટલો ઘડી લાવી ખવરાવવાની ક્યાં ના કહું છું? અને સાચું કહેજે, તને કિયો રોટલો વધારે ભાવે છે?

દેવરોઃ આણલ, એવા સવાલ શા સારૂ પૂછ છ?

આણલદેઃ ના, મને કહે, તને કિયો રોટલો વધારે ભાવે છે?

દેવરોઃ આણલ ખવરાવે તે.

આણલદેઃ તો લે ખા.

[ખાય છે.]

દેવરોઃ અને આણલ! કેટલા દિવસ ખવરાવશે આમ?

આણલદેઃ રોજ. કાલથી ખાલી પછેડીએ જ આવજે. હાં, પણ મને મેનતાણું શું આપીશ?

દેવરોઃ હં, મેનતાણું? તારો અંબોડો વાળી દઇશ. અને અંબોડે ગજરો ગૂંથીશ.

[આણલદે બોલતી નથી.]

કેમ મૂગી થઇ ગઇ, આણલદે? લે, તે મને એકલાને ખવરાવે છે ને તારે નથી ખાવો?

આણલદેઃ તારી ભૂખ તો ભાંગ, દેવરા, મને ભૂખ નથી લાગી.

દેવરોઃ એમ હોય કંઇ? આટલો તું ન ખા તો તને મારા સમ.

[બંને ખાય છે.]

લે હવે ચાલ પાણી પીએ ને સીમ ભણી જઇએ. તે પાણી પણ તું જ પીવાડીશ ને, આણલ!

આણલદેઃ એટલે?

દેવરોઃ તારે ખોબે જ પાણી પીવડાવીશ ને!

આણલદેઃ હવે જા જા, પેલું તારૂં ખોવાએલું ડોબું હું શોધી લાવું છું. તું પાણી પી આવ.

દેવરોઃ તે તું મારૂં ડોબું શોધવા જઇશ, એમ?

આણલદેઃ તે ભાન ક્યાં બળ્યું છે? મોટા આયર થવું છે ને ડોબું હાંકવું તો ભૂલી જા છ! હવે ભૂલ્યો તો મારાં ડોબાં ભેગું જ હાંકી જઇશ.

[જાય છે.]

દેવરોઃ આણલદે! આણલદે . . . ! . . . . . . . . . . . . કેમ આટલી વહેલી આવી?

આણલદેઃ તો જો ને, એ ડોબું તો આ સીમને નાકે ઊભું છે. આંખ હોય તો જુએ ને?

દેવરોઃ આંખો તો છે બે, પણ એટલી યે આણલને ઘેરવા ઓછી પડે છે તો વધારે ક્યાંથી લાવું ને ડોબું કેમ દેખું?

આણલદેઃ લે ચાલ હવે, પાણી પીધું કે નહિ? હું તો આ ચાલી.

દેવરોઃ તારા ખોબા વિના મારી તરસ કોણ છિપાવશે, આણલદે?

આણલદેઃ તું તો રેઢિયાળ જ રહેવાનો, એવો!

દેવરોઃ ને રોજ રોટલો ખવરાવીશ ને? બોલ પાળજે હં, આણલદે?

[જતાં જતાં]

આણલદેઃ હાં–હાં. સમજી, તે તો અંઅ . . . ડાંમ.

[દેવરો મોં ચડાવી પીઠ કરી ચાલવા માંડે છે.]

ખોટું લાગ્યું દેવરા? દેવરા ખોટું લાગ્યું? દેવરદેવ! દેવરદેવ!

દેવરા, ઓ દેવરા! . . . જો દેવરા, હવે પાંચ વખત બોલાવીશ. ને નહિ બોલ તો પછી નહિ બોલાવું. દેવરા! એક વાર. દેએવરા! . . . દેવરાઆ! ત્રણ વાર. દેવરા! ચાર વાર. જો હવે એક જ વાર રહ્યું છે. નહિ બોલે તો હું ઘેર ચાલી જઇશ; અને પછી કોઇ દિવસ નહિ બોલું તારી સાથે, સમજ્યો કે? . . . દેવરા!

[ચાલવા માંડે છે.]

દેવરો: (જતી જોઇ રહે છે ને એકાએક)આણલદે! આણલદે!

[પડદો]

## પ્રવેશ બીજો

[સોનબાઈ લગ્નગીત—કે બીજું કંઇ—ગાતી ગાતી ઉપર આવે છે.]

સોનબાઇ:

આજ રે પરણ્યાં રે મારાં આણુલબા રે રાણી;
કેવી રૂપાળી રૂડી વહુઆરૂ રે શાણી!

[દાદર પાસે જતાં]

એ આણુલદેબાઇ! એ આણુલદેબાઇ! એ તમારૂં પોટકું તો નથી જડતું. પટારો બધો શોધી વળી. અરે ઓ આણુલદેબાઇ! તમારૂં પોટકું નથી જડતું, તમે ઉપર આવીને જોઈ લો બા. અને તમારાં કપડાંનું એક પોટકું તો આ એમ ને એમ પડયું છે.

[જરાક રહી આણુલદે આવે છે. લગ્નના વસ્ત્રાલંકાર સાથે મંગળ ધાટડી ને ચૂડો પહેર્યાં છે. પણ મોઢું ઊતરી ગએલું છે, આંખો લાલ છે.]

આણુલદે: સોનબા! બૂમો કેવી પાડ છ વારૂ? જો, બરોબર જો!

સોનબાઇ: અરે બધા ખૂણે ખૂણા જોઇ વળી, તો યે ન જડયું. શું બાંધેલું છે એમાં?

આણુલદે: એમાં? હાસ્તો તું શા માટે ન જાણે! જો એમાં તો કની, સોનબા, તારા ભાઇએ મારે અંબોડે પરોવેલા દોરા છે, ને મઘમઘતા ફૂલના ગજરા છે. (જાતે શોધે છે) આ રહ્યું જો!

સોનબાઇ: એમ? (છોડી જોતાં) આ તો સૂકા છે, બાઇ!

આણુલદે: હા, હા, સૂકા. ભલે રહ્યા સૂકા! એની સુગંધ તો જો? તારો ભાઇ કંઈ જેવાંતેવાં ફૂલ ઓછાં જ લાવતો હતો?

સોનબાઇ: તે બા, હવે એનું શું કરશો?

આણુલદેઃ લે, જા હવે, નીચે જઇને મારા પોટકા ભેગું બાંધી દે. જો, કોઇ જુએ નહિ એમ.

સોનબાઇઃ તે આ સાસરે લઇ જવાનાં છો?

આણુલદેઃ તો નહિ? એના વિના મને કેમ ચાલે? લે જા, વહેલી થા.

સોનબાઇઃ ઠીક, એ તો હું હમણાં નીચે જઇ ગોઠવી દઈશ. પણ આ તમારાં પાનેતર ને પટોળાં પડચાં છે તે બાંધવાં નથી?

આણુલદેઃ અરે હાં, ઠીક કહ્યું. જો સોનબાઇ, આ પોટકું હું અહીં રાખી જાઉં છું. તું તારે ત્યાં લઇ જજે; કોક વેળા ખપ લાગશે.

સોનબાઇઃ શું બોલો છો આણુલદે! સાસરે જાઓ છો ને આ અમૂલાં વસ્ત્ર સાથે નથી લઈ જતાં, તો ત્યાં પહેરશો શું?

આણલદેઃ મારી સોનબા, તું તો બહુ ભલી છે, ભલી! સોનબા, આપણે બહુ રમ્યાં. આજે તું યે મારાથી વિખૂટી થશે. હું સાસરે જાઉં છું, ખરૂં ને? હું ત્યાં પહેરવા ઓઢવા જાઉં છું, ખરૂં ને? સોનબા! તું યે એમ જ માને છે? આવ! (ભેટે છે) રડ નહિ! મારૂં આટલું પસ્તાનું તારી પાસે રહેવા દેજે, ને કદી કદી એ જોઈ સંભારજે. એથી વધારે કારણ મને પૂછ મા!

[સોનબાઈ જાય છે. દીવી
સામે જોઇ આણલદે ગાય છે.]

સૂરજ કેરી દેવડી, રાંદલ મા સંભાળજે;
સત દીવડે આવી ઘડી,મન ડોલરીઓ દેવરો!

[પછી બે ત્રણ જણ સાથે સોનબાઈ
કંસારનો થાળ લઇ આવે છે]

એકઃ એ લ્યો વહુરાણી! કંસાર જમી લ્યો. બહુ ભાગ્યશાળી તો ખરાં. શો ઢોલરદેવ શોભે છે!

સોનબાઇઃ એ તો ખરૂં, ઢોલરદેવ છે તો ભલો રૂપાળો, મારી તો આંખમાં ઠરી ગયો છે વરરાજો.

[આણુલદે મૂગી મૂગી કંસાર ખાય છે.]

હવે વહુરાણી, એમ શોક કરો મા. ત્યાં જઇને તો ક્યાંય અમને ભૂલી જશો.

[આણુલદેની આંખમાંથી આંસુ ટપકયાં જાય છે]

આણુલદેઃ (એકાએક) તમે બે જાઓ, નીચે તૈયારી કરો, હું આવી. સોનબા! . . . [બીજાં જાય છે.]

. . . . . . . . સોનબા! આમ આવ.

[બારી પાસે જાય છે.]

જો પણે, પેલા કડિયાળી ડાંગ પછાડતા ટલ્લા મારતા જુવાનિયાઓ ઊભા છે ત્યાં, તારો ભાનભૂલો ભાઇ દેવરો ઢળેલે માથે ઊભો છે, જોયો?

સોનબાઇઃ હા, હા, બચારો . . .

આણુલદેઃ ઠીક તો. જો, એને કારીગરીથી જઇને કહે કે પડોશને ઘરથી સીધો મેડીએ જા, આણુલ વાટ જુએ છે.

સોનબાઇઃ આણુલદેવી!

આણુલદેઃ સોનબાઇ! સહિયર છું, ને આટલી છેવટની વિનતિ. જા વહેલી. ને જો, તું આ સીડીએ નજર રાખજે. રખે કોઇને આવવા દેતી. કહેજે કે આણુલ લૂગડાં બદલે છે.

[સોનબાઇ જાય છે.]

જેની સાથે શેતલને કાંઠે બેસી, જળમાંની માછલીઓ સામે એક ભાણે રોટલા જમી ને જમાડવાના કોલ કીધા, એને સગી આજે બીજા સાથે કંસારના કોળિયા ભર્યા! આયરાણીના બોલનું શું આટલું જ મૂલ? દેવરો શું કહેશે? દેવરા! હવે તો ઓસડોની કોથળી કાંધે નાખી વૈદ્ય વેશે મારી માંદગી તપાસવા આવજે

—કે ઓ દેવરા! અષાઢના મેઘ સમ પ્રીતિનાં નીર વરસાવવા આવજે ઓ દેવરા!

ચોરી આંટા ચાર, ફડફડતે દિલડે ફરી;
કેમ જમી કંસાર, દુઃખ માને મું દેવરો.

[દેવરો આવે છે.]

દેવરોઃ આણલદે!

[બંને એકબીજાને જોતાં મૂગાં ઊભાં રહે છે.]

આણલદેઃ પગે પડું છ દેવરા!

[પગે પડે છે.]

દેવરોઃ આ શું કર છ આણલદે? ગાંડા ન કાઢો! લ્યો, નાનપણનો ભેરૂબંધ આશીર્વાદ દે છે, સુખી થાજો. અને મારા બાલપણનાં રતન, ગઈ ગુજરી ભૂલી જાજો.

આણલદેઃ એમ મ બોલ દેવરા! એમ મ બોલ. હું શું કરૂં દેવરા? કહે તો વનરાવનના મારગ લઉં, કે જીભ કરડીને મરૂં!

દેવરોઃ મારા સમ જો એવું કંઈ કર્યું છે તો. હોય; એમાં શું? વિધિના ઘા, આણલદે, વેઠી લઇએ.

આણલદેઃ (રડતાં જ) દેવરા! દેવરા! માવતર થયાં વેરી રે માવતર થયાં વેરી ને . . . [રડી પડે છે.]

દેવરોઃ હાં હાં હાં, આણલદે! મંગળ સમે આંસુ સાર છ?

[દેવરાની આંખમાં ઝળઝળિયાં આવી રહે છે. એ એની પાસે જઇ ઊભો રહે છે. બંને મૂગાં જ રહે છે. બારી બહાર અજવાળાં દેખાય છે, દારૂખાનું ફૂટવું સંભળાય છે, શરણાઇના સૂર મંડાય છે, બંદૂકો વછૂટે છે ને શરણાઈ વાગવા માંડે છે. બારી પાસે જઈ પાછો ફરી આંખો સહેજ લૂછી.]

આણલ! આણલ! ચલ તૈયાર થઈ જા. વદાયની વેળા થઇ. નારિયેળ પણ વધેરાયાં ને વેલ્યો પણ જોડાવા માંડી. જો બહાર દારૂખાનું ફૂટવા માંડયું છે. શરણાઇ શરૂ થઇ ગઇ. આણલદે, હિંમત રાખજે.

આણલદેઃ (સ્વસ્થ થતી) દેવરા! દેવરા!

[સામે જોઈ રહે છે. દેવરા સામો હાથ ધરી]

નારિયેળ હૈયાં બે, ફૂટે ને આંસુ ઝરે;
માવતર આ શાં વેર, અમ કરમે અવળાં પડયાં!

[ઝડપથી દાદર તરફ જઇ]

આ ભવ, ને ભવો ભવ, આણલદે દેવરાની.

[ઊતરી જાય છે. આણલદેની પેટી પર માથે હાથ દઈ બેઠેલો દેવરો અચાનક ઊભો થઇ]

દેવરોઃ કૂડા વિધિ કેર, ઘાવ કીધા વસમા ઊંડા;
દેવરા કેરા દાવ, અમ કરમે ઊંધા પડયા.

[આણલદે જ્યાંથી ગઈ ત્યાં પગલીઓ મૂકતો, પટારો ઉઘાડતો, ખીંટી પાસે જઇને, બેબાકળા જેવો]

અહીં તારી કુંકુમપગલીઓ મંડાઇ, અહીં તારૂં બાલપણ ભરાયું. અહીં તારાં ચીર ઊડતાં! ગામનાં પાદર ને ગામના કૂવા તારા વિના સૂનાં લાગશે. નદીને વાયરે ઊડતા તારી ચુંદડીના જેવા રંગ તો હવે આગની જ્વાલાઓ લાગશે! ઓ, ઓ આણલદે!

[ઢોલ ત્રાંસાં જોરથી વાગે છે. ફટાકડા ને બંદૂકો ફૂટે છે. અજવાળામાં બહાર અવાજ વધે છે.]

આણલદે! આણલદે!

[ચોગમ ફરતો એ ચાલ્યો જાય છે.]

[પડદો]

## પ્રવેશ ત્રીજો

[દેવરાના ગામનું પાદર : છોકરાઓનું ટોળું]

એક છોકરો: અલ્યા, જાનૈયા વરવહૂ લઇ આ જ રસ્તેથી જશે ને?

બીજો છોકરો: હાસ્તો, પણ હજી આવ્યા કેમ નહિ?

એક છોકરો: એ તો ગામમાતાને પગે લાગવા ગયા છે. આજે શંકર બ્રાહ્મણને સારી દખણા મળશે.

ત્રીજો છોકરો: દેવરો બચારો!

પહેલો છોકરો: કેમ?

ત્રીજો છોકરો: કેમ શું? ખબર ન હોય તેમ! એનો ને આણલદેનો નેહ કોનાથી અજાણ્યો હતો જે? અરે, આ સીમના એકેક ઝાડને પૂછશો ને, તો યે હા ભણશે!

બીજો છોકરો: અને હવે સીમનાં તરુ જોશે કે આણલ પૈસાને વરી ચાલી એટલે નિસાસા પણ મેલશે!

ત્રીજો છોકરો: હો તો, એ વરી? એના માબાપે એને પૈસાને વરાવી. એ તો વરી ચૂકી'તી સ્તો આપણા દેવરાને! પણ દેવરાની મા બચારી ગરીબ–તે એનાં માબાપે ધન જોયું ને ભાયગ રઝળાવ્યું.

પહેલો છોકરો: પણ આણલદે પરણી શા સારૂ?

ત્રીજો છોકરો: શું કરે બચારી? એક તો છેવટ સુધી એને અંજાણ રાખી, અને કહે છે કે પછી તો ખુદ દેવરાએ જઇને એને સમજાવી.

પહેલો છોકરો: ખુદ દેવરાએ?

બીજો છોકરો: હા, હા, દેવરાએ! મને ખબર છે ને?

પહેલો છોકરોઃ દેવરો પણ જબરો ભલો!

બીજો છોકરોઃ અલ્યા ઢોલરો પણ દેખીતો તો રાજવંશી દેખાતો હતો.

ત્રીજો છોકરોઃ હવે રાજવંશી! ઇ તો નીવડે વખાણ.

પહેલો છોકરોઃ પણ બચારી આણલનું ત્યાં શું?

[ચોથો છોકરો આવે છે]

ચોથો છોકરોઃ એ, બધું સલામત છે; સીમનો ને રસ્તાનો ખૂણેખૂણો જોઇ વળ્યા—અહીંથી બે ગાઉને રસ્તે તો કંઇ ભો નથી.

ત્રીજો છોકરોઃ બસ તો. જાનૈયા આપણી સીમની બહાર સલામત જાય કે બસ.

ચોથો છોકરોઃ છતાં આપણે ચોકી તો રાખવી જ. ભાઇ, વખત છે! કાલની વાત ફેલાણી છે તો સાવધ રહેવું સારૂં. ને વળી આ વરરાયો માલદાર છે.

ત્રીજો છોકરોઃ હા, હા, ગામને માથે આળ ન આવે એ પહેલું. ગામનો નીમ છે તો આપણે ચોકી કરશું જ.

[દેવરો આવે છે.]

કાં દેવરા આટલી ઝડપથી? અને તારૂં શું કામ હતું અહીં? અમે બેઠા છીએ ના?

ચોથો છોકરોઃ ભાઇ, આખી સીમ પર ચોકસી મૂકી છે. તું નચંત થઈ જા. બધી ચોકી અમે કરી લઇશું.

દેવરોઃ કાંઇ ગાંડા થયા? આજની ચોકી તો હું એકલો કરવાનો.

ત્રીજો છોકરોઃ પણ...

દેવરોઃ પણ કંઈ નહિ! મને નચંત થવાનું કહો છો? દેવરો એકલો ચોકી કરશે. જાઓ ભાઇઓ, હું બેઠે કિયો ધાડપાડુ કે

લૂંટારો આવે છે એ તો જોઉં? આજ દેવરો સોને ભારી!

પહેલો: (બીજાને) આજ દેવરો નહિ સાંભળે કોઇનું! કંઇ નહિ, આપણે પડખેના ખેતરે થોભશું.

ત્રીજો છોકરો: હા, ને કદાચ જાનૈયા જતા જોઇ એનું હૈયું ચિરાશે તો યે ખપમાં આવશું.

દેવરો: એ મસલત મા કરો. જાઓ, ભાઇઓ!

પહેલો છોકરો: હા, હા. એ અમે ચાલ્યા! પણ જોજે ભાઇ, સાહસ ન કરતો!

દેવરો: એ રામ રખવાળ છે. ફકર ન કરો.

છોકરા: એ હાલો ભાઇઓ!

[જાય છે.]

દેવરો: જા, બા, જા! આણલદે, જા! પધારો, સુખી થાજો. આ વહેતા વાયુ સાથે રોજ તને મંગળ શ્વાસોચ્છ્વાસ મોકલ્યા કરીશ. તારૂં અખંડ સૌભાગ્ય–તારૂં કલ્યાણ વાંછીશ. આણલ! પૂરવ જનમનાં પાપ મારાં . . . . .

[દૂરથી ઢોલ અને શરણાઈનો અવાજ આવવા માંડે છે.]

આવજે, આણલદે! માતાના આશરવાદ છે, સુખી થાજે!

[ડાબી બાજુના રસ્તા તરફ જોતો, જાનૈયા ન જુએ એમ, સ્વસ્થતાથી બેસે છે. ધીમેધીમે અવાજ વધે છે. તખ્તાની ડાબી બાજુએ આખી જાન આવી ચાલી જાય છે. છેવટે ગીતો સંભળાય છે.]

'. . .   . . . આણલબાઈ રૂડાં
વહુઆરૂ તમને મોતીડે વધાવું
ને વહુઆરૂ તમને હીરલે સજાવું.
. . .   . . .

ગામને પટેલે પૂછિયું રે આ ક્યાંનો રાજા જાય?
તલવાર સરખી વહુઆરૂ રે એને ઢોલારાય પરણી જાય.
ગામના ગોવાળીલાએ પૂછિયું રે આ ક્યાંનો રાજા જાય?
કેસરભીની વહુઆરૂ એને ઢોલારાય પરણી જાય.
ગામના વાણોતરોએ પૂછિયું રે આ ક્યાંનો રાજા જાય?
કંકુવરણી વહુઆરૂને મારો ઢોલારાય પરણી જાય.

[જાન ચાલી જાય છે. એ તરફ જોતો બેસી રહેલો દેવરો એકાએક ઊભો થાય છે. દોડવા મથે છે, પણ પગ ચોંટી રહે છે. બોલવા જાય છે ને અવાક થઈ જાય છે. બે ત્રણ મિનિટ સુધીનો મૂગો અભિનય હૃદયવેધક બને છે. છેવટે...]

દેવરો: આણુલદે!

[પડે છે ને છોકરાઓ આવી રડે છે, ને પડદો પડે છે]

## પ્રવેશ ચોથો

[ઢોલરાની મેડીએ ઘીના દીવા સામે મીટ માંડી આણલદે બેઠી છે. ઢોલરો પ્રવેશે છે. આવીને બરાબર આણલદે સામે ઊભો રહી મલકાય છે. દીવો સંકોરે છે. આણલના મોં સામું જુએ છે. બેચાર આંટા મારે છે.]

ઢોલરો: આણલદે! આણલદે! મોઢે આટલી ચિંતા કેમ ભરી બેઠાં છો? રિસાયાં છો આણલદેવી કે અબોલાની રમત માંડી છે?—કે માવતર સાંભરે છે? આણલદે?

[આણલના શરીર પર ધ્રુજારી પસરી રહે છે.]

કંઇ ઓછું પડ્યું આણલદે?—કે શણગારમાં કંઇ ઓછું અપાયું?

[આણલ વધારે દૃઢ, નિશ્ચલ અને અબોલ બને છે.]

તો નહિ જ બોલો આણલદે? પછી હું યે નહિ બોલું હં! આણલદે! આ ણુ લ અ દે! આ ણુ લ દે અ અ અ! એ આણલદે! આણુલ દે વી ઇ ઇ ઇ! ઓ આણુલદેવી! બસ નહિ જ બોલો?—અરે તમે જીત્યાં દેવી! પણ હવે જરા હોઠ તો ઉઘાડો? લ્યો, કેવાં સુંદર લાગો છો! જરા પાનેતર સરખું કરો કે ચંદ્ર જેવું મોં બરાબર જોવાય. હું પ્રથમ રિસાયો હોત તો તમે મનામણાં કરત. પણ તમે પહેલ માંડી તે તમે જીત્યાં! ચાલો હવે બહુ થયું; આણુલદે!

[એકલો બાજુ પર જઈ બેસે છે. થોડી ક્ષણ પછી પાછો આવી]

આણુલ? તને ગમે છે અહીં? ગામના લોક તો તારાં બહુ

વખાણ કરે છે. આણુલદે, મારી શરમ રાખો છો? મારી શરમ?! મારી શરમ?!!

પણ જરા હસો તો ખરાં? ભલે રિસાઓ, પણ મલકો તો ખરાં? બસ હવે, બહુ મોટું રૂસણું થયું. આણુલદે, આ જુઓ પણે ફૂલના ગજરા આણ્યા છે, મઘમઘતા ફૂલના હાર આણ્યા છે. અને આણુલદે, આ જો તેલ! આખો દેશ ફરે પણ આવી સુગંધી નહિ મળે. લ્યો આણુલદે! (બરાબર સામે બેસે છે) સુંદર લાગે છે–ઘણી સુંદર! અજબ સુંદર લાગે છે. આણુલદે! મીટ તો માંડો–જરા–જરાક તો ઘૂમટો ઊંચો કરો! આણુલ, લાવ તારો ચોટલો ગૂંથી દઉં! લે, માથામાં હું તેલ નાખી આપું—પૂજા કરૂં તારી, આણુલદે!

[પાસે જઇ પાછળથી અંબોડો પકડવા જાય છે. આણુલદે ફાળ ભરી કૂદીને આઘી ઊભી રહે છે.]

કાં?

આણુલદેઃ તમારાથી ત્યાં નહિ અડાય!

ઢોલરોઃ કેમ?

આણુલદેઃ એ ચોટલામાં તો બીજાના હાથનો દોરો ગુંથાઇ ગયો છે અને એના ગુણની ગાંઠ વળી ગઇ છે

ઢોલરોઃ શું?

આણુલદેઃ એ શેતલને કાંઠે એ અંબોડામાં દોરો ગુંથાઈ ગયો છે, એ ગાંઠ તો એ જ છોડશે.

ઢોલરોઃ આ ણુ લ દે!!!

આણુલદેઃ તમારી પરણેતર છું તે તમારા ઘરમાં રહીશ, તમારી સેવા કરીશ, કુળલાજ સાચવીશ, પણ તમારે ને મારે છેડો અડવાના તો રામરામ જાણજો.

[બોલી, પૂંઠ કરી બારી
પાસે જઇ ઊભી રહે છે.]

ઢોલરો: ને એ કોના હાથનો દોરો બંધાણો છે?

આણુલદે: દે વ રા ના હા થ નો.

ઢોલરો: દેવરાનો? ઓલ્યા દે વ રા નો?!

આણુલદે: હા!!!

ઢોલરો: મારી ઊગતી આશા પર કુહાડો માર્યો? હમણાં એ તારા દેવરાનું જઇ ડોકું વાઢું. . . . . . . .

[કંઈક વાર રહી]

આણુલદે, હોય. બાળપણની પ્રીત તે ન ભૂલાય. અને ભૂલવું કઠણ પણ લાગે. જો, એમ કંઇ આખો ભવ નીકળવાનો છે? ધીમેધીમે જૂની વાતો ભુલાઇ જશે.

તું તો હજી બાળક છે આણુલદે! અરે, હજી તો જીવતર શરૂ નથી થયું, અને પ્રથમ પહેલી કાં આ જીદ માંડ છ? લે જો, તને ગમે તેમ કરજે! પણ જરા વાત તો કર? લે ચાલ, આપણે આ ચોપાટ રમીએ!

આણુલદે: ચોપાટના દાવ કયા હાથે નાખું?

ઢોલરો: કેમ?

આણુલદે: એ શેતલને કાંઠડે પરથમ રમ્યાં ચોપાટ;
હૈયું ને જમણો હાથ દા'માં જીત્યો દેવરો.

[ઢોલરો એકદમ ગુસ્સે થઈ કંઈ બોલવા જાય
છે ને નથી બોલાતું; પછી દૂધના કટોરા
પર નજર પડતાં જરા વધુ સખ્તાઇથી]

ઢોલરો: વારૂ, આ દૂધ તો પીશ ને આણુલદે?

આણુલદે: દૂધિયાં? આટલું ઊનું?! ના રે!! આ મશરૂની તળાઇથી યે મુલાયમ એવા મારા હૈયાના ખંડમાં પ્રીતની તળાઈ

પર મારો દેવરો સૂતો છે. એ આ ઊના દૂધથી તો દાઝી ઊઠે!

ઢાલરો: આયરાણી, તું તો ગાંડી થઇ છું!

આણલદે: હા, હું ગાંડી જ થઇ છું.

ઢાલરો: પણ એ દીવા આગળથી તો ખસો? મોગરો ખરશે —ને ત્યાં તો તારો દેવરો નથી ને?

આણલદે: મારી પાંપણ બંધ ન થાય એની તો આ દીવો રખવાળી કરે છે. દેવરો એમાં આવી ભરાશે ત્યારે જ દીવો હોલવાશે.

ઢાલરો: એમ?

[દીવો હોલવવા જાય છે.]

આણલદે: ખબરદાર! એ દીવો હોલવાયો તો મારો જીવન-દીવડો પણ હોલવાયો જ જાણજો!

ઢાલરો: બીક બતાવ છ આણલદે? પણ હજી ઢાલરા આ-યરનો ગુસ્સો તેં પારખ્યો નથી. ઓલ્યા દેવરા સાથે સંબંધ જોડવો હતો તો મને પ્રથમ કેમ ન ચેતવ્યો? અને હવે મારી ફજેતી માંડવા બેઠી છું? જવું'તું ને દેવરા સાથે?

આણલદે: કોણ જવા દેતું'તું આયર?–હા, મારૂં હૈયું તો દેવરો ક્યારનો લઇ ગયો હતો, પણ આયરને તો ખોળિયાં વેચાતાં લેવાં'તાં ત્યાં હું એકલીનું શું ચાલે?

ઢાલરો: પણ મને તો કહેવું હતું?

આણલદે: ક્યાં કહેવા આવું? મને બોલવાનો અધિકાર કોણે આપ્યો હતો?

ઢાલરો: હશે, એ વાત પડતી મૂકો. આણલદે, જો અહીં આવ! આ બહાર ચાંદરણાં તો જો! રાત કેવી રળિયામણી ખીલી છે અને પવન પણ કેવો મીઠો વાય છે?

આણલદેઃ શા કામનાં મારે એ ચાંદરણાં? જંગલનું ઝાડ થઇને અવતરી હોત તો યે ખરે બપોરે થાક્યાપાક્યા દેવરા ઉપર ફરતી છાંયડી કરી તડકો ખાળત, કે પત્થર થઇ પડી હોત તો ચાંદરણે મારો દેવરો એ પર જરા શરીર ઢાળત. દેવરા! મારે ખોબલે પાણી પીધા વિના દેવરો ને શેતલ બંને સૂકાઇ જશે.

[આંસુ આવે છે.]

ઢાલરોઃ હવે ખબરદાર, જો એ જીભે દેવરાનું નામ કાઢ્યું છે તો! મોઢામાંથી જીભ જ ખેંચી કાઢીશ. દેવરો! દેવરો! બીજું કંઇ નામ સૂઝે છે? આણલદે, હવે હદ થાય છે! આયરનો ક્રોધ હવે હાથમાં નહિ રહે, સમજ્યાં?

આણલદેઃ બૂમો પાડો, ક્રોધ કરો, ગુસ્સે થાઓ, આયર! શું કરું? તમારો ક્રોધ, મેણાં, બોલ બધું સાંભળીશ—સાંખીશ. પણ આણલદેને હૈયું એક જ છે ને તે બાળપણનો ભેરૂબંધ દેવરો લઇ ગયો છે. આયર, ગુસ્સો કર્યે એ પાછું નહિ આવે!

ઢાલરોઃ આણલદે! આણલદે! નાદાન, ઉદ્ધત, મૂરખ! બાળપણમાં પ્રીતડાં કીધાં તો પહેલેથી બકી તો મરવું'તું? કુળબોળુ, જિદ્દી, અણસમજુ! આનું પરિણામ ભારે આવશે. તું રવડ છ અને મને રવડાવ છ. બંનેના જીવનમાં આગ લગાડ છ આણલદે! એક વાર પૂછું છું, ઇ દેવરાને ભૂલવો છે કે નહિ? નહિ તો જોવા જેવી થશે; બોલ, આણલદે!

[આણલદે ધીમેથી પણ દઢતાથી માથું ધુણાવી ના કહે છે.]

ત્યારે ફોડ તારું, આણલદે!

[ચાલ્યો જાય છે. આણલદે માથું નાખી દે છે ને પડદો પડે છે.]

## પ્રવેશ પાંચમો

[તે જ ખંડ–ત્રણ દિવસ પછી]

આશાપુરી! લાગું છું પાય,
દુઃખદરિયો હૈયે ન માય; સૂતો ત્યાં તો દેવરો!
સૂની લાગે મોંઘી મ્હેલાત,
જાપ જપું છું દિનરાત; વ્હાલો મારો દેવરો!
રૂડાં મીઠાં શેતલનાં નીર,
ધીમા ભીના વાયે સમીર; નાચે ત્યાં તો દેવરો!
ભૂલ્યો ના એ કેમે ભુલાય,
હૈયે મારે હેલ્લેરા વાય; મોંઘો મારો દેવરો!
નિત્ય નિત્ય હૈયાને દ્વાર,
આવે મારો સોણુલનો સવાર; દિલરંગી દેવરો!
માતા! માગું તારી રખવાળ,
થાય એનો વાંકો ન વાળ; રખ્યા કરજે, દેવરો!

દેવરદેવ! આશાપુરી માતાના સોગંદ લઇને કહું છું કે તને નથી ભૂલી. દેવરદેવ! તને નહિ ભૂલું. તને સોંપ્યા હાથ ને હૈયું બીજે કેમ કરી આપું? અને જીવતર આમ કેમ જશે–ક્યાં સુધી જશે? દેવરદેવ! દેવર! દેવરા!

[પાછળ ઢોલરો થાળમાં ફૂલહાર લઈ આવે છે. જોતો ઊભો રહે છે.]

ઢોલરોઃ દેવરદેવની આરતી ઉતારો છો, આણુલદેવી?

[આણલદે પાછળ ફરી જુએ છે.]

દેવરદેવની પૂજા કરતાં હો તો આણલદેવી, આ હું થાળ ભરીને હાર લાવ્યો છું.

આણલદે: મશ્કરી કરો છો, ઢોલરરાયા?

ઢોલરો: મશ્કરી? જોગમાયા! . . . .

આણદે: શું? શું બોલો છો, રાયા?

ઢોલરો: જોગમાયા, પહેલાં સાંભળો! તમારા મનમાં હશે કે મને રોષ ચડ્યો છે, અથવા હજી મારો રોષ ઊતર્યો નહિ હોય. આ ચાર દિ' હું મૂગોમૂગો મોડો આવી અહીં સૂઇ ચાલ્યો જતો ને તમારી સાથે બોલતો નહિ તેથી તમે શું યે ધાર્યું હશે! આણલદેવી! એ આખો દિ' તમને ચેન નહિ પડતું, તેમ મને યે ન પડતું. ઢોલરાને આંખો છે અને હૈયું પણ છે. તારા વલોપાત, તારાં જાગરણ, તારી ભક્તિ અને તારી સહનશક્તિ ઢોલરો દેખી રહ્યો છે. તું તો જોગમાયા! દેવી! તું તો મારે ઘેર જોગમાયા.

આણલદે: એ શું બોલો રાયા? મશ્કરી કરી મને કાં પાપ-માં નાખો?

ઢોલરો: મશ્કરી નથી, આણલદેવી! ઢોલરો આયર આજે આ પૂજાપો લઇને આવ્યો છે, તારી પૂજા કરવા, પોતાનું પાપ ધોવા. એ આ બાજઠે બેસો મારી જોગમાયા!

આણલદે: આયર! આયર! ગાંડા થયા છો શું?

ઢોલરો: ગાંડો નથી થયો, આણલદેવી! ખરૂં કહું છું. હું સમજું છું—બાલપણના સાથીની પ્રીત કેમ ભુલાય? જેની સાથે હાથકડીઓ ભેરવી વનવગડે ને નદીકાંઠે કુદરતખોળે રમ્યાં, એ નિર્દોષ ઉછેરમાં એકમેકનાં હૈયાં સાંકળી દીધાં, એ કંઇ હવે તૂટે? અને છતાં મારા કુળની મરજાદ કાજે અહીં તું વાસીદાં કાઢી

સેવાચાકરી કરી રહી છું એ કંઈ ઓછું છે? તું તો જોગમાયા! આણલદેવી! તું તો જોગમાયા!

આણલદેઃ મને પાપમાં ન નાખો, આયર!

[ગળગળી થઈ જાય છે.]

ઢોલરોઃ અને મારો બોલ, આણલદે! તારી મરજાદ તે મારી સગી બ્હેનની મરજાદ.

આણલદેઃ ખમ્મા! ખમ્મા! આયર!

ઢોલરોઃ અને આણલદે! મુજથી બીશ મા. ઢોલરા આયરનો બોલ પાછો ફરતો નથી.

આણલદેઃ આયરની ખાનદાની તો આજે જ પરમાણી, આયર!

[પગે પડવા જાય છે.]

ઢોલરોઃ એ ન બને આણલદે! પગે મા પડ. મારા ધન ભાયગ કે મારા ઘરમાં આવી જોગમાયા પધારી! આવો પવિતર પ્રેમ, એ જ સતીનું સત્–જોગમાયા! તે દિ'નો મારો ક્રોધ માફ કર.

આણલદેઃ માજણ્યો ભાઈ આવી રીતે તો વ્હારે ન આવત! ઢોલરદેવ, વધુ બોલો તો મારા સમ!

ઢોલરોઃ—ને આ હાર, આ ફૂલ, તારે માટે જોગમાયા!

આણલદેઃ મારા—જોગમાયાના સમ, બસ!

ઢોલરોઃ આણલદે! આણલદે! પ્રીતની સાચી જીત તો મેં આજ જ પરમાણી. પ્રેમનું સત્ પણ આજે જ પરખાયું. જગતના વ્યવહારે બધું ખરીદાય; કોઇ કાળે પણ નહિ ખરીદાય એ તો દિલ. આણલદે, તું જીતી, હું હાર્યો!

આણલદેઃ એમ મા બોલો, ઢોલરદેવ! જીત્યા તો તમે—જે આવડે ટૂંકે ઉપાયે તમે જીતી શકયા તમારૂં મન. મનસૂબાને વશ કરી તમે તો, ઢોલરદેવ! મને ને દેવરાને બંનેને જનમ-

જનમનાં ઋણી કીધાં છે. એ ઋણ હું ક્યારે વાળીશ? ઢોલરદેવ! મુજથી અગવડ થઇ હોય તો માફ . . .

ઢોલરો: મારા સમ! આણલદે! વધુ બોલો તો મારા સમ.

[બંને મૂગાં રહી જાય છે.]

આણલદે: (ઢોલિયો પાથરતી) આયર નીંદરો, સવારે આંખો બળશે નહિ તો.

ઢોલરો: અરે ઘેલાં થયાં, આણલદેવી! તું ભોંય જાગે ને હું નીંદરૂં? એ ઢોલીએ તમે જ સૂઓ!

આણલદે: આયર! મારૂં આટલું કહેવું માનો ને તમે—

ઢોલરો: બસ આણલદે, ખોટી જીદ નહિ. જો હું રસ્તો કરૂં. લે, આ દીવો રખવાળ છે; અને જો આ હું અહીં; . . . . . . . . . ને જો (ત્યાં તળાઇ નાખતો) તું અહીં; વચ્ચે દીવો ને માથે રામ રખવાળ છે.

આણલદે: ઢોલરદેવ! માફ કરો. તળાઇએ તો હું કદી ન સૂઉં.

ઢોલરો: (બધું બાજુએ કરતો) તો તો આ તારૂં પાથરણું ને આ મારૂં. બંને પાથરણે પોઢશું.

[પડદો]

## પ્રવેશ છઠ્ઠો

[પોતાના ઘરની ઓસરી પર દેવશો બેઠો છે. એની બ્હેન ખાંડણીમાં કંઇક ખાંડે છે; પછી અંદર જઇ પાછી આવી]

સોનબાઇ: ભાઇ! મા પૂછે છે કે આજે તો તારે સારૂ જારનો મેલે ને? ખાઇશ ને? [દેવશો મૌન રહે છે.]

હેં દેવરાભાઈ, ભાવશે ને?

[અંદરથી અવાજ આવે છે 'સોના! સોના–' ને સોના અંદર જાય છે. વળી પાછી આવે છે.]

તે ભાઇ બોલ ને? મને કેટલું ઓછું આવે છે? રોજ ને રોજ તું આમ વિચાર કરી કરી બેસી રહીશ તો શરીર કેમ ચાલશે? જોને તારા અવતાર? કાયા ગાળીને કેવી કરી નાખી છે? દેવરા ભાઈ, કહે ને, આજે તો ખાઇશ ને? . . . તું નથી બોલતો ને મા મને ખીજે છે જે હું તને પૂછતી નથી બરાબર!

દેવરો: સોનબહેન! મને રોજ ને રોજ શું પૂછ છ? તને ખબર તો છે, પછી શા સારૂ સતાવ છ!

સોનબાઇ: હું જાણું છું, ભાઇ! પણ માનો વિચાર તો કરવો ને? એ દિ' ને એ વરરાગો ને એ ઘૂઘરિયાળી વેલો નજર આગળથી ખસતી નથી. પણ ભાઇ, એનો હવે કયાં સુધી વલોપાત?

દેવરો: વલોપાત? અરે વલોપાત તો જનમ સુધીનો, સોનબેન! મને શું કામ બોલાવ છ?

સોનબાઈ: અરે ભાઇ, દુ:ખ તો તારૂં હું જાણું, પણ એમ કંઇ તું એકલો દુ:ખી નથી. એમ કાયા ગાળ્યે શું વળે?

દેવરોઃ સોનબા! શું છે–તને કંઈ છે? મારા સમ મને ના કહે તો!

સોનબાઇઃ એ તું સાથે બેસી ખીચડો ખાઇશ કે નહિ તે કહે, પછી બીજી વાત.

દેવરોઃ એ હા હા, ભેળાં બેસી ખાશું–માને કહે રાંધે–પણ...

[સોનબાઈ ચાલી જાય છે.]

સોનબા! સોનબા! ......

[બરાબર એ જ વખતે એક બાવો દૂર રસ્તે એકતારો વગાડતો સંભળાય છે. દેવરો એના ભજનનાં વેણ સાંભળી રહે છે. ધીમે ધીમે ગાતો વગાડતો બાવો આગળ આવે છે.]

એ .... પેલા પેલા જુગમાં રાણી, તું હતી પોપટી ને
અમે રે પોપટ રાજા રામના!
ઓતરા તે ખંડમાં આંબલો પાકયો ત્યારે
સૂડલે મારી મને ચાંચ, રાણી પીંગલા!
ઇ રે પાપીડે મારા પ્રાણ જ હરીઆ ને
તુંયે ના હાલી મોરી સાથ, રાણી પીંગલા!
દનડા સંભાળો ખમ્મા, પૂરવ જનમના!

દેવરોઃ એ રાજા ભરથરી, અહીં વગાડો અહીં.

[બાવો આગળ આવે છે.]

એ....બીજા બીજા જુગમાં રાણી, તું હતી મૃગલી ને
અમે રે મરગલા રાજા રામના!
વનરા તે વનમાં સાધ્યો પારધીએ ફાંસલો ને
પડતાં છાંડયા મારા પ્રાણ રાણી પીંગલા!
ઇ રે પાપીડે........

ત્રીજા ત્રીજા જુગમાં રાણી, તું હતી બ્રાહ્મણી ને
અ મે રે જો ગે શ ર રા જા રા મ ના !
કંડળીક વનમાં ફૂલ વીણવા ગ્યાતા ’ને
ડસિયલ કાળુડો નાગ રે રાણી પીંગળા
ઇ રે પાપીડે........
ચોથા ચોથા જુગમાં રાણી તું બની પીંગલા ને
અ મે ભ ર થ રી રા ય રે!
ચાર ચાર જુગનો રાણી, ઘરવાસ હતો રે
તો યે ના હાલી મોરી સાથ રાણી પીંગલા !
દનડા સંભારો ખમ્મા, પૂરવ જનમના!

[એને દેવરો કંઈ આપે છે ને ‘લ્યો બેસો માબાપ’ બોલતો બાવો ચાલવા માંડે છે.]

સોનબાઇ: દેવરભાઇ, બહાર કોઇ આપણું ઘર પૂછે છે.

[દેવરો સાંભળતો નથી.]

બહાર કોઇ આપણું ઘર પૂછે છે. જરા ઊભો થઇ જો ને?

અવાજ: એ, એ દેવરા આયરનું ઘર આ કે?

દેવરો: એ હા મેમાન ! પધારો, આ જ ઘર—તમારૂં જ ઘર!

[બહાર જવા જાય છે ને સામે મેમાન મળે છે તેને ભેટે છે.]

પધારો બાપુ ! બેસો, લ્યો થાક ઉતારો. કહો ક્યાંથી પધારવું થયું—ભલું પાવન કીધું અમારૂં ઘર.

મેમાન: દેવરા આયર?

દેવરો: હા બાપુ! અમે જ દેવરા આયર. જરા આરામ લ્યો. એ બ્હેન, મેમાનને પાણી આપો, દૂધ આપો. હું ગમાણમાં બળદ બાંધી હમણાં આવ્યો.

મેમાનઃ એ ના, તમે બેસો, હું હમણાં છોડી દઇશ.

દેવરોઃ અરે એમ તે થાય મેમાન! બેસો! અરે માડી, પાથરણાં પાથરી દ્યો, આંગણે મેમાન આવ્યા છે.

[કહી જાય છે ને સામે ઘૂમટો તાણી આવતી આણલદે મળે છે. દેવરો એ તરફ જોતો નથી. પણ પાછળથી મેમાન આવી]

મેમાનઃ એ ભાઈ! માડીને કહો કે આ અમારી બ્હેનને પોંખી લ્યે. પછી મેમાની કરજો.

દેવરોઃ કાં ભાઇ! પોંખણાં શેનાં?

મેમાનઃ આ અમારી બ્હેનનાં. જાઓ બ્હેન, અંદર તમારાં સાસુજીને જઇ પગે પડો. કાં ભાઈ, હજી કાંઇ ઓળખાણ પડે છે?

દેવરોઃ થોડી થોડી; કંઇ તાજા જ જોયા હોય એમ લાગે છે.

મેમાનઃ હું ઢોલરો. તારૂં હતું તે હું ચોરી ગએલો. આજે હું પાછું આપવા આવ્યો છું.

દેવરોઃ શું ભાઇ, શું?

ઢોલરોઃ આ તારૂં જીવતર—તારૂં સાચું પરણેતર!

દેવરોઃ મારી પરણેતર? કંઇ ભૂલો છો.

ઢોલરોઃ હા, હા, તારી પરણેતર. સૂરજની સાખે તને મનથી વરેલી. બ્હેન, ઘુમટો આઘો કરો. (દેવરો ચમકે છે) મેં તો ભૂલથી વેચાણ લીધેલી.

દેવરોઃ આ ણ લ!!!

ઢોલરોઃ હા ભાઇ, આણલ! તારી હતી ને તે તને પાછી સોંપું છું.

દેવરોઃ ઢોલરા! આણલ!!

ઢોલરોઃ મારી તો એ બ્હેન. તેત્રીસ કરોડ દેવતા શાખ

પૂરશે. દેવરા! ચિંતા ન કરીશ—સુખી થા.

[પળભર બધાં મૂગાં રહે છે]

દેવરોઃ ઓ માડી, સોનબાને પાનેતર પહેરાવો, ને કટંબ બોલાવો. ઝટ કરો.

ઢોલરોઃ એ, આ તું શું કર છ? હું કાંઇ સારૂં કરવા નથી આવ્યો.

દેવરોઃ અરે ઢોલરા આયર? તેં તો એવી કરી છે કે મારૂં ચામડું ઉતરાવી તારે પગતળિયે નાખું તો યે તારા ગુણનો બદલો નહિ વળાય. એ તારા જેવાને આ મારી બ્હેન ના દઉં તો કોને દઉં? અને ઢોલરા, સોનબા પણ તારા નામથી ઝંખે છે!

ઢોલરોઃ પણ આ ઉતાવળ, દેવરા?

દેવરોઃ બોલ મા, ઢોલરા! (પગે પડતો) દીકરી તો અપાય, પણ પરણેતર પાછી સોંપવાનું તો જોગીજતિથી યે નથી બન્યું. ઢોલરા, તેં તો ભારે કરી બાપુ! તું તો મહામોટો જતિ! જોગીરાજ, તારાં પગલાં મારે ત્યાં ક્યાંથી?

[દરમિયાન સોનબાઈ બહાર આવી રહી હોય છે. આણુલદે સોનબાઈનો હાથ ઢોલરાના હાથમાં સોંપી રહે છે ને દેવરો આણુલદેનો હાથ પકડી ધીમે ધીમે આગળ આવે છે.]

આણુલદે! આણુલદે!

આણુલદેઃ દેવરા!

દેવરોઃ આણુલદે!

આણુલદેઃ અને આ તારા માથે પરોવેલા દોરા પાછા—ને આ ફૂલના ગજરા!

દેવરોઃ આણુલદે! આણુલદે!

[પડદો]

## આધાર

હારેલો કરણ રખડતો રઝળતો પાછો ગુજરાતમાં આવ્યો હોય એ મારાથી તો મનાતું નથી. કૌળા અલાઉદ્દીનને પરણી એ વાત પણ હવે તો ખોટી મનાવા લાગી છે. ઇતિહાસના આધાર વિના આપણે ત્યાં ખોટા ઇતિહાસો જ શીખવા-શીખવવાની પ્રથા છે, ત્યાં ટેકીલો રજપૂત કરણ ઇલોરામાં જ ગુજરાતને સ્વતંત્ર કરવાનાં સ્વપ્નાં સેવતો દેવલોક પામ્યો એમ માનીએ તો શું ખોટું?

## દૃશ્ય પહેલું

[બાગલાણના કિલ્લામાં દુર્ગશિખર પર પત્થરને અઢેલી કરણ રાજા બેઠો છે. એની પીઠે, સીધી ન ચઢી શકાય એવી પત્થરની ઊંચી દિવાલ પરથી દક્ષિણનો વિશાળ મેદાન-પ્રદેશ આવી રહેલો છે. એની જમણી બાજુએ સૂર્યોદય થઈ ગયાનાં સ્પષ્ટ ચિહ્ન દેખાય છે. ડાબી બાજુએ કુંવરી દેવળદેવી ઊભી છે. એના નિર્દોષ વદન પર કરણની ચિંતાને લીધે સહેજ ચિંતા પથરાએલી જણાય છે.]

કરણ: રોજ આવું પ્રભાત ઊગે છે. પણ આજનું પ્રભાત–

[અનુચર દૂધનો કટોરો લઇ પ્રવેશે છે. એને જોતાં જ કરણ જેમ ફરી દેવળદેવી જઈ એ કટોરો લઇ લે છે અને કરણને ધરી રહે છે. અનુચર ચાલ્યો જાય છે.]

દેવળ: બાપુ! તમે શું કહેતા હતા?

કરણ: (હાથ વડે કટોરો ખસેડી) મારે આજે દૂધ નથી પીવું.

દેવળ: બાપુ! અસ્વસ્થ છો?

કરણ: ના, ના, ના, નારે બેટા! અસ્વસ્થ શાનો?

[એટલામાં અનુચર બીજો કટોરો આપવા આવે છે, દેવળ એ ન લેતાં]

દેવળ: તો હું યે આજે દૂધ નથી પીવાની, જા પાછું લઇ જા.

[લઈ જાય છે.]

કરણ: (કંઈક વારે) ના, ના, મગાવ. હું યે પીશ.

દેવળ: તમે પીવા માંડો, હું લઇ આવું છું. [જાય છે.]

કરણ: બાગલાણ પર રોજ આવું સુંદર પ્રભાત પથરાય છે અને મનોહર સન્ધ્યાકાળ છવાય છે, પણ એ ઊગતો અને આથમતો સૂરજ મારૂં હૈયું બાળીને રાખ જેવું કરી જાય છે. (નિસાસો) પ્રત્યેક પ્રભાતે કનક, તું યાદ આવ્યા જ કરે છે. આવી જ એક પ્રભાતે તારો આત્મા . . . . કનક! ઊગતા સૂરજના કિરણમાં તારાં દર્શન થાય છે, અને હૈયું ભરાઈ આવે છે. પણ આજની સવારે–હા, હા, આજે જ–

[અટકી જાય છે.]

દેવળ: (કટોરો લઇ આવી) શું આજે જ, બાપુ?

કરણ: કંઇ નહિ બેટા! દૂધ પીધું તેં?

[ઊભો થઈ ફરવા માંડે છે.]

દેવળ: આ લાવી, પણ મને કહો, બાપુ! તમે શું બોલતા હતા?

કરણ: નારે ના, દેવળ! દૂધ પીધું તેં?

દેવળ: બાપુ! આજે જ, આજે જ તમે કંઇ બોલતા હતા–મને સાચું કહો, તમને સાંભરતું હોય એમ લાગે છે.

કરણ: ના રે, ના. એ તો જો આ સૂરજને સાંજે જ્યારે પણ પશ્ચિમમાં આથમતો જોઉં છું, ત્યારે ગુજરાત–વ્હાલી ગુજરાત સાંભરી આવે છે.

દેવળ: બાપુ! આમ ક્યાં સુધી શોક કર્યા કરશો?

કરણ: શોક? ના રે બેટા! તું પાસે હોય પછી મને શોક શાનો?

[દેવળને હળવે હાથે જરા પાસે લે છે. એને માથે હાથ ફેરવી એના વાળની છૂટી લટ પકડી રહે છે ને રમવા માંડે છે; બેઠક આગળ જઇ જાણ્યેઅજાણ્યે બેસી જાય છે.]

સવારસાંજ આ ઊગતા ને આથમતા સૂરજને આપણે જોયા જ કરવાનો? અને–

દેવળ: અને શું, બાપુ?

કરણ: અને આટલી તું યે પડખે ન હોત તો મારો સમય પણ કેમ જાત?

દેવળ: બાપુ! તમે કંઇ બીજું જ બોલતા હતા. તમને કંઇ થાય છે. મને કેમ કહેતા નથી?

કરણ: (ફિક્કું હસી) ગાંડી! મને શું થાય? ને જો તેં હજી દૂધ પણ પીધું નથી.

દેવળ: તમે જ ક્યાં પીધું છે? તમે પીશો તો જ હું પીશ!

કરણ: લે બાપુ, લે!

[કટોરો લઇ ધીમેધીમે દૂધ પીવા માંડે છે. પીતાં એકીટશે દેવળ સામું જોયા કરે છે. કંઇક વારે]

દેવળ! તને ગમે છે, એકલાં?

દેવળ: ગમેસ્તો! તમે છો ને? પણ કનકબેન બહુ જ સાંભરે છે.

કરણ: બેટા! તને યાદ છે પેલી મારી પોથી? જો નીચે હશે. જા લાવ તો.

દેવળ: કઇ બાપુ? જેમાં તમે કોઇવાર લખો છો તે?

કરણ: હા, એ. નીચે જ છે.

દેવળ: હા, નીચે જ છે; હમણાં લાવી.

[દેવળ જાય છે.]

કરણ: (એને જતી જોઇ) એને બિચારીને શું ભાન? આજે કનકની સંવત્સરી. જાણે આજ સવારે આમ જ, આવું જ દેવળ જેવું બોલતી. આવો જ ઊગ્યો હતો સૂરજ, આવું જ હતું પ્રભાત. મારા દૂધને માટે પણ આમ જ તેં પડચાં પચ્યાં જિદ કરી હતી. ને ઘડી બે ઘડીમાં તો તેં માયા સંકેલી લીધી. કનક!.... આજે હોત તો તું ને દેવળ, બંને સાથે, એકબીજાંને....

(આંખ મીચી ઊભો થઇ જાય છે ને ફરે છે) આખું બાગબાણ તે દિવસે રડી રહ્યું હતું.

[પાછો બેસી જાય છે.]

દેવળ: (પ્રવેશે છે) બાપુજી, આ પોથી! પણ રામદેવ મહારાજના કુમાર ભીમદેવ મહારાજ તમને ઉતાવળે મળવા માગે છે.

કરણ: (સવિસ્મય) ભીમદેવ? અત્યારે? . . . . જા મોકલ.

[દેવળ જાય છે.]

આજનું પ્રભાત જ કંઇક ઘેરૂં ઊગેલું મને લાગતું હતું. ઓ પ્રભુ! કંઇ તિથિ દિવસ તો વિચાર!

[ભીમદેવ પ્રવેશે છે.]

ભીમદેવ: જય જય મહારાજ!

કરણ: પધારો ભીમદેવ! બેસો; અત્યારે એકદમ અચાનક?

ભીમદેવ: બહુ ચિંતા જેવું તો નથી મહારાજ! પણ આ પાસેના ગામમાં એકાદ બે વાઘ ઉપદ્રવ કરી રહ્યા છે, તેનો શિકાર કરવા મહારાજે મને તેમજ શંકરદેવને મોકલ્યા છે. ગઇ રાતનો અમે ત્યાં પડાવ નાખી ચૂકયા છીએ અને આપનો શિકારનો શોખ જાણી કહેવા આવ્યો છું. સાથે મહારાજનો એક સંદેશો પહોંચાડવાનો હતો એટલે વહેલો આવ્યો છું.

કરણ: મૃગયાની વાત જાણી આનંદ થયો. મહારાજ રામદેવનો શો સંદેશો છે?

ભીમદેવ: એમને દિલ્હીપતિએ કહેણ કહાવ્યું છે એ આપને વિદિત કરવાનું છે.

કરણ: (ખડ્ગ પર હાથ મૂકી) દિલ્હીપતિનું કહેણ? એટલે?

ભીમદેવ: દિલ્હીપતિનો સેનાપતિ મલેક કાફુર આ બાજુ પુષ્કળ સૈન્ય લઇને આવ્યો છે. એનો કાસદ રામદેવ મહારાજ પાસે આવ્યો હતો, તે અત્યારે મારી સાથે આવ્યો છે; કિલ્લા

બહાર ઊભો છે.

કરણ: અલ્લાઉદ્દીનનું શું કહેણ છે?

ભીમદેવ: એ કાસદ આપને નિવેદન કરશે.

કરણ: એ મ્લેચ્છનું મારે મોં પણ જોવું નથી. તમને ખબર હોય તો તમે કહો, અથવા એને જઇને પૂછી આવો.

ભીમદેવ: મહારાજ! મને ખબર છે; અને એ વિશે આપનો શો ઉત્તર હોઇ શકે એ પણ હું એને જણાવી ચૂક્યો છું. પણ એ એટલો મમતી છે કે એ તો આપને જ મળવા માગે છે.

કરણ: તો મારો મમત દસગણો છે. જાઓ એને કહી દો કે કરણ એવા કાસદ સાથે કદી વાત નથી કરતો.

ભીમદેવ: જેવી આપની ઇચ્છા, મહારાજ. અને આપના તરફથી શો ઉત્તર આપું?

કરણ: હાં, સંદેશો શો છે? તમે જાણો છો ને?

ભીમદેવ: દિલ્હીપતિનાં રાણી કૌળાદેવીએ સેનાપતિ મલેક કાફુરને ફરમાવ્યું છે કે એણે કોઇપણ પ્રકારે અહીંથી દેવળદેવીને લઇ જવાં.

કરણ: શું?

ભીમદેવ: અને જો કરણરાજા દેવળદેવીને આપી દે તો એને કંઇપણ કનડગત કરવી નહિ, પણ એને માન સહિત દિલ્હી લઈ આવવા; ત્યાં એનું યોગ્ય સન્માન કરવામાં આવશે. પણ જો કરણરાજા ન જ માને તો દક્ષિણથી પાછા ફરતાં અસંખ્ય સૈન્ય વડે બાગલાણને ઘેરો ઘાલી સઘળું લૂંટી લઈ દેવળદેવીને પકડી જવી.

કરણ: એમ કોણે કહાવ્યું છે?–તમે શું કહ્યું?

ભીમદેવ: દિલ્હીપતિનાં રાણી કૌળાદેવીએ.

કરણ: ભીમદેવ કુમાર ! બાગલાણની હદમાં ફરી એવા શબ્દો સંદેશા રૂપે પણ ઉચ્ચારશો નહિ. કુમાર ! હજી તમે બાળક છો. રણસંગ્રામની દુષ્ટ નીતિનું હજી તમને કદાચ ભાન ન હોય, એ હું સમજી શકું છું. કૌળા દિલ્હીપતિની રાણી ! કેવળ અસંભવિત —અસત્ય વાત. કૌળા ત્યાં હોય જ કેમ ? આ તો અલ્લાઉદ્દીનનો કોઇ ભયંકર પ્રપંચ છે. કૌળા ! મુસલમાનના હાથમાં ? એ શૂરવીર ને સાચી રજપૂતાણી મ્લેચ્છને પડખે પણ જાય કે ? અને મલેક કાફુર ! કોણ પેલો ખંભાતનો ગુલામડો ? એ દેવળદેવીને લઇ જવા માગે છે ? ભીમદેવ ! તમે શો ઉત્તર આપ્યો ?

ભીમદેવ: મહારાજ ! મેં તો એ વિષે ચોકખી ના પાડી દીધી છે.

કરણ: ના. તમે ના કહી છે ? ના, ના, એકલી ના નહિ. એને કહો કે કરણ તારૂં મોઢું પણ જોવા માગતો નથી. અને એવા એક મલેક કાફુર તો શું પણ અનેક આવે તોપણ દેવળ-દેવીની આશા રાખશો મા. જાઓ. કહો એને. જ્યાંસુધી કરણના હાથ શસ્ત્રો સજવાને શક્તિમાન છે, જ્યાંસુધી એની નસોમાં રજપૂત લોહી વહી રહ્યું છે ત્યાંસુધી દેવળદેવી મેળવવાને ફાંફાં મારશો નહિ. એ એના અસંખ્ય સૈન્યથી ડરાવવા માગતો હોય તો કહો એને કે હું મારા આ એક શસ્ત્રથી નિર્ભય છું. દેવળ મુસલમાનોના હાથમાં જાય એ પહેલાં તો કઇક કાયાના ટુકડા થશે.

ભીમદેવ: મહારાજ ! આપનું કહેવું યથાર્થ છે. રામદેવ મહા-રાજ પણ એમાં આપને સહાય કર્યા વગર નહિ રહે.

કરણ: રામદેવ મહારાજ તો એક સાચા સુભટ ને સન્મિત્ર છે. જાઓ, એને ચોકખી ના કહો. દિલ્હીપતિ કોણ ? પેલો અલ્લાઉદ્દીન ખૂની ? એનો સેનાપતિ પેલો ગઇ કાલનો ખંભાતનો ગુલામડો ? એવી તદ્દન ઉપજાવી કાઢેલી વાતથી કરણ છેતરાય

એમ નથી. એને કહો કે ફરી આ બાજુ આવ્યો છે તો ધડથી માથું જુદું થઇ જશે. હજી વાઘેલાઓના હાથ સશસ્ત્ર છે. જાઓ, વહેલા કહીને પાછા આવો.

ભીમદેવ: મહારાજ! એ જ યોગ્ય છે.

[જાય છે.]

કરણ: દેશદ્રોહી માધવ! હજી તને સંતોષ નથી થતો? આ બધાં મને તો તારાં જ કારસ્તાન લાગે છે. તેં તારી જાત વેચી, કુળ વેચ્યું, લાજ વેચી, અધર્મ સેવ્યો અને હજી અનેક દ્રોહી કર્મો કરી રહ્યો છે? દેવળને લઇ જવી છે? જે ભૂમિમાં યજ્ઞો થાય, જે ભૂમિમાં બ્રાહ્મણોને દાન અપાય, જ્યાં પીપળા ને તુલસીની પૂજા થાય એવા દેશમાં તેં મ્લેચ્છને આણ્યા? દેવળ! બેટા દેવળ! ના, ના, તને જરા યે આંચ નહિ આવવા દઉં.

[વિચારમૂઢ બેસી જાય છે.]

શા માટે? ફક્ત દેવળનું જ રક્ષણ શા માટે? જીવતો હોઇશ તો હજી તો ગુજરાતને સ્વતંત્ર કરવી છે. હજી તો આ યુદ્ધ-તરસ્યું ખડ્ગ મ્યાન કરવું છે. મારો કર્તવ્યપંથ તો હવે મને હાથ લાગ્યો છે. કરણે બહુ વૈભવો ભોગવ્યા. હવે જ કરણની સાચી કસોટીનો અવસર આવ્યો છે. રજપુત બચ્ચો કદી હિંમત હારે એ અશક્ય વાત છે. હજી તો આ હાથમાં બળ છે: દેવળનું રક્ષણ કરીશ, ગુજરાતની ભોમ ફરી સ્વતંત્ર કરીશ, કૌળા જીવતી હશે તો ગમે ત્યાંથી શોધી લાવી ફરી એને પટરાણી બનાવીશ. ભોળાનાથ! સહાય કરજે.

દેવળ: (પ્રવેશે છે) બાપુ! શું છે? આમ ગભરાએલા કેમ દેખાઓ છો?

કરણ: કોણ, દેવળ? કેમ બેટા?

દેવળઃ બાપુ શું છે? મને કહો.

[માથે હાથ મૂકી પંપાળે છે.]

કરણઃ કંઈ નહિ; તું જરાયે ચિંતા કરીશ નહિ હં દેવળ!

દેવળઃ પણ શાની ચિંતા? બાપુ મને કહો ને?

કરણઃ ના રે ચિંતા શાની! . . . એ તો મને પાછી ગુજરાત સાંભરી આવી હતી.

ભીમદેવઃ (પ્રવેશે છે) મહારાજ! આપની ઇચ્છા પ્રમાણે એને કહી વદાય કરી દીધો છે.

કરણઃ ઠીક કર્યું ભીમદેવ—

દેવળઃ ભીમદેવકુમાર! જુઓને બાપુને શું થાય છે—ગભરાયેલા કેમ છે?

ભીમદેવઃ કદાચ ઉશ્કેરાઈ ગયા હશે. તમે ચિંતા ન કરશો.

કરણઃ બેટા! મને કંઇ નથી. તું જા. ભીમદેવ મહારાજના ભોજનની વ્યવસ્થા કર, અને પછી એમની સાથે શિકાર પર જવાની તૈયારી કરો.

ભીમદેવઃ ના મહારાજ!

કરણઃ ભીમદેવકુમાર! આજે તો તમારે મારી સાથે ભોજન કરવું જ પડશે. (નિસાસો નાખે છે.) જા, કનક, બેટા જા. તૈયારી કરો. (દેવળ જરા ચમકે છે ને તરત ચાલી જાય છે. સૂર્ય તરફ મુખ કરી કરણ ઊભો રહે છે.)

ભીમદેવઃ મહારાજ! નાહક ચિંતા ન કરો. પડશે તેવા દેવાશે. ઈશ્વર આપણી લાજ રાખી લેશે. અને મારાં કાંડાંમાં બળ છે ત્યાંસુધી તો હું આપને પડખે જ છું.

કરણઃ ભીમદેવ! કરણ નાહક ચિંતા કરતો જ નથી. દૈવી આપત્તિઓની સામે થતાં મનુષ્યમાત્રને કોઇ વાર તો નમી જવું

પડે છે. હું ચિંતા કરતો હોઇશ, તો કદાચ આજે જ. આજનો જ દિવસ. આવતી કાલે કરણે ચિંતાને બાળી મૂકી હશે.

ભીમદેવ: મહારાજ! કંઇ સાહસ ન કરતા.

કરણ: (ભીમદેવ સમીપ જઇ) કુમાર! ક્ષત્રિય સાહસ સિવાય બીજા શાને વરે છે? ગુજરાત છોડયા પછી આ અસિ મ્યાન થઇ જ નથી. મારી પાસે આ શસ્ત્રો ક્યારનાં ય કર્તવ્ય માગી રહ્યાં છે. ચાલો કુમાર! બપોરનો તડકો વધે છે, આપણે નીચે જઇએ. આજે મારાથી આ ચઢતો સૂરજ નથી ખમાતો.

[ચાલવા માંડે છે.]

દેવળ: (પ્રવેશે છે) બાપુ! હવે કેમ છે?

કરણ: મને કંઈ નથી બેટા, તું નચિંત રહે! (દેવળને ખભે હાથ દઈ જતાં જતાં) અને જો, પેલી પોથી રહી ગઇ—જા લઇ લે તો.

[કરણ ને ભીમદેવ ચાલવા માંડે છે. દેવળ પોથી લેવા પાછી ફરે છે. પોથી લે છે, ને પડદો પડે છે.]

## દૃશ્ય બીજું

[કિલ્લાની એક બાજુના બુરજનો અંદરનો ભાગ. બુરજ ઉપરથી ભીંત પર પગથી છે. અંદર ઊતરવાનાં પગથિયાં દેખાય છે. એકાદ નાની બાજઠ પડી છે. પડદો ઊપડતાં શંકરદેવ પગથિયાં ઊતરતો જણાય છે. દેવળ ઉતાવળી પ્રવેશે છે.]

દેવળ: શંકરદેવ! તમે શી રીતે આવ્યા? કંઇ અડચણ ન નડી ને તમને?

શંકરદેવ: અને નડી હોય તો યે શું?

[દેવળ સહજ ક્ષોભ પામી નીચા નયને ઊભી રહે છે. શંકરદેવ દેવળ સમીપ આવી એના હાથ ઝાલી રહે છે.]

દેવળ: દેવ! અત્યારે પ્રેમનો પ્રસંગ નથી. બાપુજીએ તો બ્રાહ્મણોને ના કહી વિદાય કર્યા; તમે શું નક્કી કર્યું?

શંકરદેવ: એ મેં જાણ્યું, દેવળ! અને મને શું થયું હશે એની કલ્પના જ કરી લેજે. કરણ મહારાજના મનમાંથી કુળનું અભિમાન નીકળતું નથી.

દેવળ: મેણું મારો છો, દેવ?

શંકરદેવ: ગાંડી! તને મેણું મારૂં? આવા નજીવા કારણે આપણા બંનેના હૃદયના કટકા થાય છે, એથી કહું છું. દેવી! મને આમાં કંઇ સારાં ચિહ્ન જણાતાં નથી.

દેવળ: તમારે મન નજીવું, દેવ!—કદાચ મારે પણ આજે તો નજીવું! પણ બાપુજીને કુળનું ગૌરવ ગુજરાત જેટલું જ વહાલું

છે હે? પણ બાપુને હું સમજાવીશ.

શંકરદેવઃ દેવી! બાપુને તું નથી ઓળખતી? એ કેટલા હઠીલા છે તે. એમની ના કહી હા થઈ શકી છે ખરી!

દેવળઃ છતાં હું સમજાવીશ. કદાચ મારૂં માને પણ.

[શંકરદેવ ત્યાંથી ખસી વિચારમાં આંટા મારે છે.]

દેવ! કેમ મૂગા થઇ ગયા? શા વિચારમાં છો?

શંકરદેવઃ કંઇ નહિ દેવળ!

દેવળઃ જૂઠું ન બોલો. કંઇક છુપાવો છો—કહો શું છે?

શંકરદેવઃ દેવળદેવી! મારો કયો વિચાર તારાથી અજાણ્યો છે? હવે આપણે આ પ્રમાણે ક્યાં સુધી મળ્યા કરવું? રાજગોર સાથેના રીતસરના કહેણને કરૂણ મહારાજે પાછું વાળ્યું ત્યારથી મને તો એક જ રસ્તો સૂઝ્યા કરે છે. પણ તેમ બનવું અશક્ય છે.

દેવળઃ મને કહો તો ખરા દેવ! શો રસ્તો?

શંકરદેવઃ એ જ કે અહીંથી આપણે નાસી છૂટવું. પરંતુ આશ્રયે આવેલા મિત્ર સાથે એવી દગાઇ ન કરાય. અમારી કુળનીતિનું અમને પણ અભિમાન છે, હં!

દેવળઃ ઓ એ અભિમાન! શંકરદેવ! હું તે દિવસે શિકારે જ ન આવી હોત! શા સારૂ તમે મને ત્યાં મળ્યા? અથવા તો હું જ વાઘનો શિકાર કેમ ન થઈ ગઇ?

શંકરદેવઃ દેવળ! એનો કોઈ બીજો ઉપાય ન થઈ શકે?

દેવળઃ મહારાજને મૂકી એમ નાસું તો નહિ જ.

શંકરદેવઃ દેવળ! તેં મને ઘેલો કીધો છે. દેવળ! દેવળ!

[સામું જોઈ રહે છે.]

હવે હું જાઉં—દિવસ આથમવા માંડે છે. બાપુને સમજાવજે.

દેવળઃ તમે જાઓ છો, શંકરદેવ! સવારસાંજ આ બુરજ

ઉપરથી દૂર દૂર હું તો નજર નાખ્યા જ કરૂં છું. રખેને તમે ક્યાંક ફરતા દેખાઓ. દેવ! તમે કેટલે દિવસે આવ્યા?

[એનો હાથ પકડી રહે છે.]

શંકરદેવ: દેવળદેવી! મને જવા દે. તારી સાથે વધારે વાતમાં ગુંથાઉં છું તેમ મને વધારે ને વધારે નિરાશા લાગતી જાય છે અને પ્રેમ મને બ્હાવરો બનાવે છે.

દેવળ: પધારો, દેવ! વહેલા આવજો. બાપુને સમજાવવા હું બનતું કરીશ. રજપૂત કુંવરી પાસે કદી નિરાશાની વાત કરશો નહિ. અને પ્રેમ તો વળી કર્તવ્યપરાયણ બનાવે; બ્હાવરા નહિ. દેવ પધારો!

શંકરદેવ: (પગથિયાં ચઢતો) દેવળ!

દેવળ: દેવ! . . . . . . . . . કોઈ આ બાજુ આવતું જણાય છે. સંભાળીને જજો.

શંકરદેવ: દેવળ!

[પગથિયાં પર જ બે હાથમાં માથું ટેકવી બેસી જાય છે.]

દેવળ: દેવ! (શંકરદેવ જાય છે.) ઓ ભગવાન! મારૂં તે શું થવા બેઠું છે? આ જંગલમાં આટલું મંગળ પણ મને સરજીત નહિ?

[બોલતી ચાલી જાય છે. ધીમે ધીમે અંધારૂં છવાઇ રહે છે, અને બીલ્હણ વાઘેલો અને ઝાંઝણ ભંડારી એક મશાલચી સાથે પ્રવેશે છે.]

ઝાંઝણ: બીલ્હણ! મહારાજનો વિચાર હજી યુદ્ધે ચઢવાનો છે, હં?

બીલ્હણ: ઓ ઝાંઝણ ભંડારી! આટઆટલાં વર્ષો થયાં તો યે હજી કરણ મહારાજને તું ન ઓળખી શકયો! મહારાજના શરીરમાં એક લોહીનું ટીપું હશે ત્યાં સુધી મહારાજ યુદ્ધે ચઢશે. કરણ મહારાજની હઠ અને ટેક એકમેકથી ઊતરે એવાં નથી.

પડ્યો પડ્યો પણ એ ક્ષત્રિય વીર છે.

ઝાંઝણ: ઓલો સંકરીઓ આજે વાત કરતો હતો કે દેવળ-બાને શંકરદેવ સાથે આપવા મહારાજે ના કહી છે. રામદેવ મહારાજના રાજગોર એ માટે જ અહીં આવ્યા હતા.

બીલ્હણ: ઝાંઝણ, જો સંકરીઓ મહારાજનો અંગરક્ષક છે એ વાત સાચી, પણ એ કહે એ બધું સાચું ન માનતો, હં!

ઝાંઝણ: મને એણે સોગન પર કહ્યું ને?

બીલ્હણ: તો હશે ભાઇ, સાચું. મહારાજનું વાઘેલા કુળનું અભિમાન ક્યાં કોઈથી અજાણ છે? દેવળબાનું રક્ષણ કરવાને અને ગુજરાત પાછું પ્રાપ્ત કરવાની આશાએ તો મહારાજ ટકી રહ્યા છે.

ઝાંઝણ: ઓ ભાઇ! પણ હવે આપણાં હાડકાં કંઇ ચાલતાં નથી. આ લડી લડીને તો કંટાળો આવ્યો. (બેસે છે) અને સંકરીઓ તો વળી કંઈ જાતજાતની વાતો કહેતો હતો.

બીલ્હણ: (મશાલચીને) અલ્યા જો, આટલામાં કોઇ છે કે–જોઈ આવ તો? અમે અહીં બેઠા છીએ. (મશાલચી જાય છે.) ઝાંઝણસિંહ! એ સંકરીઓ વ્યતિપાત છે. જુઓ સાંભળો, મનમાં રાખજો. આટલા પરાક્રમી અને બળવાન કર્ણદેવ, એનો ક્ષત્રિય ધર્મ ચુકાવનાર એ દુષ્ટ સંકર, સમજ્યા?

ઝાંઝણ: એટલે?

બીલ્હણ: ટૂંકમાં કહું છું, સાંભળો. મહારાજ મૂળથી સદ્‌ગુણ-સંપન્ન હતા. પણ મહારાજને આડે રસ્તે દોરનાર, અનીતિ સુઝાડનાર અને એ કાળી ટીલી લગાડનાર આ દુષ્ટ સંકર.

ઝાંઝણ: બીલ્હણસિંહ! શું કહો છો?

બીલ્હણ: આ દશા પણ એણે જ કરાવી છે. તે દિવસે

દશેરાએ દર્શનથી પાછા આવતાં મહારાજને રૂપસુંદરીબા માટે કુદૃષ્ટિ કરાવનાર એ.

ઝાંઝણુ: એમ ? ઓ ભગવાન ! અને હજી એ મહારાજનો માનીતો સલાહકાર છે ?

બીલ્હણુ: આજે તો એ એની ભૂલ માટે પસ્તાય છે. એટલે જ તો મહારાજ માટે જીવન સમર્પવા તૈયાર થયો છે. વારુ જુઓ, પેલો મશાલચી આવે; આ અંધારાની વાત અંધારામાં જ રાખજો.

ઝાંઝણુ: એની કશી ચિંતા ન કરશો. બીલ્હણુસિંહ ! યુદ્ધના ભણકારા આવ્યા કરે છે. મહારાજ હમણાંહમણાં અસ્વસ્થ વધારે રહે છે. એ હઠીલા એવા છે કે આપણું કહ્યું સાંભળે એમ પણ નથી. પરંતુ સમય વિપરીત આવ્યો અને કદાચ અહીંથી નાસવું જ પડ્યું તો ?—

બીલ્હણુ: હાં, ઠીક એ સ્મરણ કરાવ્યું તમે. એ માટે મેં સંકરીઆ સાથે વાત કરી મૂકી છે. બાગલાણુથી ત્રણુચાર કોસ પર પણ કેટલીક સુંદર ગુફાઓ છે. મહારાજને માઠે અવસરે એ મઠોમાં સંતાડવા અમે નક્કી કર્યું છે. મહારાજને એ વિષે અત્યારે કહેવામાં કાંઈ સાર નથી, કારણ નાસભાગની વાત એ કાને ધરશે જ નહિ ને ?

મશાલચી: (પ્રવેશે છે) મહારાજ પોતે આ બાજુ પધારે છે. આ પધાર્યા.

[કરણ પ્રવેશે છે. બંને ઊભા થઈ નમસ્કાર કરે છે.]

બંને: જય જય અન્નદાતા !

કરણુ: કોણુ બીલ્હણુ ? અને બીજું ?

[મશાલચી આવી દીવી મૂકી ચાલ્યો જાય છે.]

ઝાંઝણઃ એ તો હું ઝાંઝણુ કોઠારી, અન્નદાતા!

કરણઃ મારા શૂર સુભટો! તમારી એકનિષ્ઠ સેવા જોઇ મારૂં હૃદય ઘણી વાર દ્રવે છે, અને તમે આ સ્થિતિમાં મને જે સાથ આપી રહ્યા છો એથી તો અત્યારે ફક્ત ક્ષત્રિયત્વ ગૌરવ લે! એથી બીજું હું શું કહી કે કરી શકું? અત્યારે કંઇક વિકટ પ્રસંગ ઉપસ્થિત થયો છે; એ વિષે હું તમને કંઇક કહેવા માગું છું. આપણે ટૂંક સમયમાં જ તુરકો સાથે યુદ્ધે ચડવું પડશે. માધવ મહેતો હજુ જાતજાતની વિટંબનાઓ ઊભી કર્યે જ જાય છે, અને એથી મલેક કાફુર આ બાજુ ઊતરી આવે છે. માલવ, સારંગપુર, ભોજપુર, કાકપુર વગેરે સ્થળે યુદ્ધનાં કહેણુ સાથે અનુચરો મોકલી દીધા છે અને સંકરીઓ બીજે કહેણુ મોકલવાની તૈયારી કરે છે. પણ એ પહેલાં કુંવરી દેવળ માટે જે નિશ્ચિત યોજના કરી છે તે તમને કહેવા માગું છું.

બીલ્હણઃ અન્નદાતા! કુંવરીબા માટે જરા યે ચિંતા ન કરશો. અમે—

કરણઃ બીલ્હણસિંહ! ક્ષત્રિય જીવન માટે કદી ચિંતા કરતો જ નથી. દેશ સાટે શત્રુ સામે, સામે મોંએ હાક દઇને, નિષ્કપટ યુદ્ધ ખેલવામાં કુળગૌરવના રક્ષણાર્થે સ્નાન કરી, ચંદન ચોળી, કંઠે તુલસીમાળા ધરી હરહર મહાદેવ કરતાં હસતે મુખે યુદ્ધમાં ખપી જવામાં જે જે કષ્ટ સહન કરવું પડે એમાં જ રજપૂતને મન તો સુખ અને આનંદ છે; અને દેવળને, કૌળાના સંતાનને એની માતાને પગલે ચાલી જોહર કરવાનું પણ શીખવવાની જરૂર નથી. પરંતુ આ તો જુદી જ વાત છે. હમણાં જ હું ભીમદેવ કુમાર સાથે નક્કી કરી અહીં આવ્યો છું. દેવળ અત્યારે જ ભીમદેવ સાથે દેવગિરિ જશે અને ત્યાં સુખરૂપ પહોંચ્યા પછી

રામદેવ મહારાજના ચિરંજીવી શંકરદેવ સાથે લગ્નગ્રંથીથી જોડ-વાની અંતે મેં હા પાડી છે.

બીલ્હણુ: મહારાજ! સાચું કહો છો?

કરણુ: હા, બીલ્હણુસિંહ, હા. હું જાણું છું કે મારૂં કુળરતન યોગ્ય કુળમાં નથી જતું, પરંતુ દેવળનું કુમળું હૃદય દુભવવા મારૂં મન માન્યું નહિ.

ઝાંઝણુ: એ તો અન્નદાતા, જે થાય છે તે ઠીક જ થાય છે! આ ત્યાં હશે તો માધવના આવા પ્રપંચો પણ હાનિ કરી શકશે નહિ. મહારાજ! માધવ મહેતાને સ્થાને મલ્લદેવ મહેતા હોત તો આજે આ સમો ન જ આવત.

બીલ્હણુ: ઝાંઝણુસિંહ! એમ વાંરવાર ગત કાળ મા સંભાર્યા કરો. ભોળોનાથ સૌ સારેસારૂં કરી લેશે. આપણે આપણો ધર્મ ન ચૂકીએ તો બસ.

કરણુ: બીલ્હણુસિંહ! અત્યારે વાતોમાં સમય વીતાવાય એમ નથી. દેવળને તૈયારી કરવાની સૂચના આપીને હું અહીં આવ્યો છું. ભીમદેવના કહેવા પ્રમાણે કેટલીક તુરક ટુકડીઓ આ બાજુ આવી રહી છે. આપણે કિલ્લેબંદી કરી સંરક્ષણ માટે તૈયારી કરવી જોઇએ.

ઝાંઝણુ: મહારાજ! આ શો અવાજ?

કરણુ: એ જ! કિલ્લેબંદીનું નિશાન વાગતું લાગે છે; જાઓ, તમે તૈયારી કરો.

[બંને જાય છે. કરણુ દીવા પાસે જઈ એકીટશે જોઇ રહે છે.]

ઓ ભગવાન! અંતે દીકરી એ પારકું જ ધન એમ? દેવળ! મારૂં એકનું એક રતન! આજ સુધી તારો રહ્યો હતો

તે પણ તૂટયો. મેં નિષ્ઠુરે એને કરમાવ્યું. એના લગ્નનો દિવસ કોડભર્યો ઊજવાત એ ઘડી પણ હાથે કરીને ગુમાવી. કુળના અભિમાનના અંગારમાં એને બાળ્યા કરી. કુળ! શું કુળ? રાજ ગયું, રાણી ગઈ, રૈયત ગઈ, રિદ્ધિસિદ્ધિ બધું ગયું, છતાં કુળ! દેવળ! તું યે ચાલી! હવે જીવવું? કોને માટે?

[વિચારમૂઢ ફરે છે.]

સંકરીઓ: (પ્રવેશી છે) અન્નદાતા! સાંતલસિંહ, આલ્હણદે, વીરમદે, સાહણમલ્લ અને સુલખ્ખણદેના ઉત્તર તો મળી ગયા છે. બધા મહારાજને મદદ કરવા તૈયાર છે—

કરણ: કોણ સંકર? મને કોઈની મદદની જરૂર નથી. હું એકલો રણે ઝઝૂમવા તૈયાર છું. હવે મને એક જ હોંસ છે. જો ગુજરાતને સ્વતંત્ર કરૂં, એના રાજ્યાસન પર દેવળને બેસાડું તો જ કરણ વાઘેલાનું નામ ઉજ્જવલ થશે. એ હું કરીશ. મથીશ, લઢીશ, . . અને સંકર! કરણને કાળી ટીલી લગાડનાર કોણ? કરણને આડે રસ્તે દોરનાર કોણ? સંકર! શા સારૂ તું મને તે દિવસે દર્શન કરવા લઇ ગયો? દર્શનને બદલે નવયૌવનાઓ બતાવી . .

સંકર: અન્નદાતા! આપ અસ્વસ્થ છો, જરા વિશ્રામ લ્યો.

કરણ: હવે વિશ્રામ? મને જીવનભરનો અસ્વસ્થ કરી હવે મને વિશ્રામ લેવાનું સૂચવી રહ્યો છે? મારાં પવિત્ર નયનોમાં મોહની ભુરકી નાખનાર, મને વારંવાર વિષયકૂપમાં નાખનાર સંકર! તું મારી નજર આગળથી દૂર થા. યૌવનકાળની અનેક ભૂતાવળો આ નજર સામે અત્યારે બળી રહી છે. (સંકર તરફ ધસી) શા માટે સંકર, તેં રૂપસુંદરી બતાવી? શા માટે તું મારો પ્રાસાદ હમેશાં નવીનવી રૂપસુંદરીઓથી ભર્યો રાખતો હતો? કુલાંગાર! ઉચ્ચ બ્રાહ્મણકુળમાં જન્મ લઇ તું ભ્રષ્ટ થયો, તારા રાજાને તેં

ભ્રષ્ટ કીધો. જા, દૂર થા, સંકર ! મારી નજર આગળથી તું દૂર થા.

[સંકર ચાલ્યો જાય છે. કંઈક શાંત થઈ]

પણ એમાં બિચારા સંકરનો શો દોષ? શા માટે હું લલચાયો? મેં મારી બુદ્ધિ શા માટે દુષ્ટ કીધી? યૌવનના ઉન્માદના એ અલ્પ આનંદો આજે શૂળની માફક હૃદય વીંધી રહ્યા છે. ઓ ઓ પ્રભુ!

[બેસી જાય છે.]

પણ એમ પસ્તાવો કર્યે શું વળે? ઊઠ, હજી તો કેટલાં યે યુદ્ધ ખેલવાનાં છે.

ભીમદેવઃ (પ્રવેશે છે) મહારાજ! હવે બહુ ખોટી નથી.

કરણઃ કોણ ભીમદેવ?

ભીમદેવઃ હા મહારાજ! બધી તૈયારી થઈ ગઇ છે. આપની આશિષની જ વાર છે.

કરણઃ ભીમદેવ! આજની મારી વિચારપરંપરાનો પાર જ નથી આવતો. મને અનેક વિચારો આવ્યા કરે છે. મને લાગે કે હું કંઇક ભ્રમણામાં ભમી રહ્યો છું. મારાં ગત વર્ષો બધાં દૃષ્ટિ સમક્ષ ઊભાં થઇ રહ્યાં છે. જુઓ, દેવળને મેં આજ વર્ષોથી જીવની માફક જતન કરી જાળવી છે, એ આજે તમને સોંપું છું. એને સાચવીને લઇ જજો. એ સોંપતાં—તમે તો બાળક છો—પણ એના આ વૃદ્ધ પિતાના હૃદયમાં શું શું થતું હશે તે તમે નહિ સમજી શકો. ભીમદેવ! હું તો એનો પિતા અને માતા બંને છું. મેં જ એને ઉછેરી આટલી મોટી કરી છે. . . .

ભીમદેવઃ મહારાજ! એનો વાળ પણ વાંકો નહિ થવા દઉં. બીજું તો શું કહું?

કરણઃ તમારામાં મને શ્રદ્ધા છે. શંકરદેવને આશિષ કહેજો; જાઓ! પહોંચ્યાનો સંદેશો કોઇપણ પ્રકારે કહાવજો.

[ફરી રણુશીંગડું વાગે છે.]

ભીમદેવ: સર્વ તૈયારી થઇ ચૂકી. હવે નીકળવાની જ ખોટી. ત્રીજે રણુશીંગડે અમે તો નીકળી ગયા હોઇશું. હું જઇશ મહારાજ!

[તરત સૈનિકવેશમાં દેવળ પ્રવેશે છે.]

કરણુ: જય! જય!

દેવળ: બાપુ!

કરણુ: બેટા! સુખી થાઓ. જાઓ, ભીમદેવ કુમાર સાથે છે. એ તને કોઈ વાતે ઓછું નહિ આવવા દે. ઈશ્વર તારૂં રક્ષણ કરો. વાઘેલા વંશને ઉજ્જ્વલ કરજે.

[ગળું રૂંધાઈ જતાં કરણુને ગળે વીંટાઈ રહે છે]

દેવળ: બાપુજી! જાત સાચવજો—ને મારી ભૂલોને ક્ષમા ...

કરણુ: બેટા! સાવધ થા. ઈશ્વર ફરી આપણુને મેળવશે ત્યારે સુખી દંપતીને હું આશીર્વાદ આપીશ. તું અને શંકરદેવ થકી પાછું ગુજરાતના રાજ્યાસનને અક્ષયકીર્તિ કરીશ. ક્ષમા શાની, બેટા? દેવળ! દેવળ! . . . . . . દેવળ! કદી હું રણુમાં ખપી ગયો તો? દેવળ! . . . . . . એનાં કર્તવ્યોને લીધે તારી આ દશા એવું જો તને કદીક લાગે તો દેવળ! તારા વહાલા બાપુને એટલી ક્ષમા કરજે.

દેવળ: બાપુ! બાપુ!

[બાઝી જ રહે છે ત્યાં રણુશીંગડું વાગે છે.]

કરણુ: જાઓ બેટા, વિદાય થાઓ. હવે સમય ગુમાવાય એમ નથી. આ જો પેલી મારી અસિ લાવ. છેલ્લી છેલ્લી આપ તારા બાપુને. જાઓ; જય! જય!

[બંને મૂગાંમૂગાં ચાલવા માંડે છે. અંતે દેવળ જાય છે. કરણુ આશીર્વાદસૂચક હાથ ઊંચા કરી ઊભો રહી જાય છે. આંખમાં સહેજ

ઝળઝળિયાં ભરાઇ રહે છે. 'દેવળ!' એટલું બોલી બાજઠ પર બેસી જાય છે. કેટલીક ક્ષણ પછી જોરથી ઢોલ, તાસાં અને રણશીંગાં વાગવા માંડે છે, વાગ્યા જ કરે છે; જરા અટકે છે.]

કરણઃ ચમકી ખડ્ગ લઈ સફાળો. હેં! તુરકો હલ્લો કરવા આવ્યા છે?

[એકદમ બુરજનાં પગથિયાં ચડી પાળ ઉપર જઈ જોઇ રહે છે, જોયા જ કરે છે. રણશીંગાં ફરી વાગવાં શરૂ થાય છે. કરણ તરત પાછો ઊતરી પડે છે.]

હરહર મહાદેવ! કરણના હાથમાં આ ખડ્ગ છે ત્યાંસુધી કોની શક્તિ છે? (ડંકો જોરથી વાગે છે) હાં, હાં, ચલો યુદ્ધે, હર હર મહાદેવ!

[દોડતો જાય છે ને પડદો પડે છે.]

## દૃશ્ય ત્રીજું

[સન્ધ્યાકાળ: વેલૂરની ગુફાના બહારના પત્થર પર ગુજરાત ભણી દૃષ્ટિ કરતો, અકાળે વૃદ્ધ થયો હોય એવો કરણ પડ્યો છે. એ વિચાર-મૂઢ દશામાં પણ એની આંખમાં ક્યાંક આ-શાનું તેજ જણાયા વગર રહેતું નથી.

દૂરથી ઘોડાના ડાબડાનો અવાજ આ-વતો સંભળાય છે. કરણ આળસઘેનમાંથી ચમકી ઊભો થાય છે. દૂરદૂર સામે પત્થરની બહારની પાળ ઉપર બે હાથ મૂકી એકીટશે જોઇ રહે છે. આમતેમ એકબે આંટા મારી પાછો બેસી જાય છે.

સંકર ગુફાના દ્વારમાંથી બહાર નીકળે છે. ઉતાવળો એ પણ પાળ તરફ ધસે છે, ને જુએ છે. ત્યાં જોતોજોતો જ કરણને સંબોધે છે.]

સંકર: મહારાજ! મારતે ઘોડે કોઇ આવતું લાગે છે. ભાલો ચમકતો દેખાય છે. કદાચ કોઇ તુરક સિપાઈ પણ હોય. દેવળબાને શોધવા આવતો હોય તો એને ધૂળ ચાટતો જ કરી દઇશું. પણ આ સ્થાન એને કોણે બતાવ્યું હશે? હાં! હાં! કોણ છે? પેલા વળાંક પર દેખાશે. અહીંથી જ ખડ્ગ ફેંકી એને ઘા કરી દઉં.

કરણ: સંકર! જે હોય તેને આવવા દે. એવી ચિંતા મા કર. હું મરૂં ત્યારે ભલે રજપુતાઇ રંડાય, પણ હજી આ ચીંથરે-હાલ દશામાં યે મારામાં સામે મુખે ઝૂઝવાનું બળ છે. અહીંથી

ખડ્ગ ઉગામતો નહિ. જે હોય તેને આવવા દે.

સંકરઃ કોઇ—કોઈ આ તો કોઇ રજપુત લાગે છે. હેં—શું! શંકરદેવ આ તો! મહારાજ! આ તો શંકરદેવ મારતે ઘોડે આવે છે. દેવળબાને ક્યાં મૂક્યાં હશે ત્યારે? મૃગયા તો હોય નહિ. અત્યારે તે કંઇ મૃગયાનો સમય છે?

[ઘોડાના ડાબડાનો અવાજ એકદમ વધી બંધ થઈ જાય છે. બહાર ઘોડો બાંધી શંકરદેવ હાથમાં ખડ્ગ સાથે ધસતો દેખાય છે.]

શંકરદેવઃ કરણરાજ! ખડ્ગ લ્યો, તમને એમ ને એમ નહિ મારૂં. યુદ્ધમાં મારીશ.

[કરણ ઊભો થવા જાય છે.]

કરણઃ શંકરદેવ!

શંકરદેવઃ કરણરાજ! ખડ્ગ લ્યો. યવનો સામે લઢ્યો છું; હવે હિંદુ સામે લઢીશ. આજે તમારી સાથે યુદ્ધ કરવા નિશ્ચય કર્યો છે. ખડ્ગ લ્યો. સંકર! મહારાજને ખડ્ગ આપ!

સંકરઃ શંકરદેવ! આમ ઉશ્કેરાએલા કેમ છો? આ બધું શું છે? જરા શાંત થાઓ. આમ આકળા થઇ—

શંકરદેવઃ આકળો? અરે હું તો ગાંડો થયો છું! આજે મને કશાનું ભાન નથી. કુળમર્યાદાની ખોટી મમતામાં તમે મારા હૃદયના ચૂરેચૂરા કરી નાખ્યા છે. મારા જીવતરમાં વિષ ભેળવ્યું છે. લ્યો ચાલો, ખડ્ગ લ્યો—ઢીલ થાય છે.

કરણઃ લઢવું હશે તો લઢી લઇશું; પણ મને કહો તો ખરા શંકરદેવ, કે આ બધું શું છે? મને કંઇ સમજ પડતી નથી.

[હાથમાં ખડ્ગ લે છે.]

શંકરદેવઃ અને મને પણ કંઇ જ સમજ પડતી નથી. મારી

આંખે અંધારાં આવે છે. મારું જગત નાશ પામ્યું છે. કરણરાજ! મને સદાને માટે દેવળવિહોણો બનાવનારના આજે હું—

કરણ: દેવળવિહોણો?

સંકર: દેવળબા ક્યાં છે? શંકરદેવ એ પહેલું કહો.

શંકરદેવ: દેવળ! દેવળદેવી! અત્યારે દિલ્હીમાં અલ્લાઉદ્દીનના દરબારમાં—

કરણ: શંકરદેવ! શું બોલો છો?

[એકાએક બેસી જાય છે.]

શંકરદેવ: આપ અજ્ઞાત છો શું? દેવળદેવીને તુરકો ઉપાડી ગયા અને—

સંકર: ધરતીમા અમને જગા આપ!

કરણ: શું શંકરદેવ! સવિસ્તર કહો.

શંકરદેવ: રસ્તામાં જ તુરકોની એક ટુકડી એને ઉપાડી ગઇ. એનું મોં જોવાને પણ હું પામ્યો નથી. તમારી જિદ્દ તમે છેવટ સુધી ન જ છોડી. એ મને મનથી વરી ચૂકી હતી છતાં એના પ્રેમને નાદાન ગણી, હસી કાઢી, રજપૂત કુળની મોટાઇના મદમાં એના ને મારા બંનેનાં હૃદયો કચરી નાખ્યાં. કુંવરી વટલી મ્લેચ્છ થઇ, રાજા રઝળતો થયો; કુળના મદની તે કેવી ઘેલછા!

કરણ: કુળ! ગુજરાતનો મહારાજા કરણ વાઘેલો! એને આ શબ્દો સાંભળવાના! આ તમે નથી બોલતા, વિધાતાના બોલ સાંભળું છું. (ખડખડ હસે છે.) કુમાર! કરણ કોઈ દિવસ કોઇની આગળ નમ્યો નથી. આજે તમને—વિધાતાને—મસ્તક નમાવું છું. લ્યો આ ખડ્ગ! મને ખડ્ગ લેવાનું કહેતા હતા ને? હવે હું તમને આપું છું. લ્યો, આ કરણની ડોક પર ચલાવો, ને કરણનું નામ નિર્મૂળ કરો. કુમાર! ઝટ કરો.

[શંકરદેવ લેતાં અચકાય છે, બે ડગલાં પાછો જાય છે, શરમથી માથું નીચું નાખી પત્થરને અઢેલી ઊભો રહે છે.]

અચકાઓ નહિ કુમાર! રાજ ગયું, રાણી ગઇ, બે દીવડીઓ મારી જીવનની સન્ધ્યા અજવાળી રહી હતી તેમાંથી એકને વિધિએ હોલવી નાખી . . . (એકાએક) કુમાર! ચલાવો ખડ્ગ, એવા જીવતરનો હવે શો ખપ?

સંકરઃ શંકરદેવ! તમે એ ક્યાંથી જાણ્યું?

શંકરદેવઃ મલેક કાફુરના પોતાના જાસુસે આવી મને એ વાત કહી. એ સાંભળીને તો હું દોડ્યો આવ્યો.

કરણઃ તો તો ખોટી વાત. દેવળ જીવતી કોઇ દિવસ મ્લેચ્છને હાથે જાય જ નહિ. યુદ્ધ ખેલે, રણમાં કપાઇ જાય, જૌહર કરે, પણ રજપૂત કુંવરી કુળને કદી કલંક લાગવા દે નહિ. તમારી ભૂલ થાય છે, શંકરદેવ! આ તો મલેક કાફુરનું એક તરકટ છે. દેવળ મ્લેચ્છના હાથમાં જાય? હું માની જ શકતો નથી. કેવળ અસત્ય—અસંભવિત. હજી તમે દેવળને ઓળખતા નથી. હશે. તમે યુદ્ધ કરવા જ આવ્યા છો, તો લ્યો આ ખડ્ગ ને ચલાવો ઝટ.

શંકરદેવઃ મહારાજ! મને ક્ષમા કરો. આશરે આવેલા અતિથિ તરફ મારા અઘટિત વર્તન માટે મને શરમ આવે છે. પ્રેમે મને આંધળીઆં કરાવ્યાં. મુસલમાન સામે વેર લેવાને બદલે હું કાયર બની આપની સાથે યુદ્ધ કરવા આવ્યો.

કરણઃ હોય. પ્રેમનાં ઘેન તો આથી યે ઘેરાં હોય છે. (દૂરથી પાછો ઘોડાના દાબડાનો અવાજ આવતો સંભળાય છે.) કોઈ ઘોડેસવાર આવતો જણાય છે.

[બધા પાળ પાસે જઈ જોઇ રહે છે.]

શંકરદેવ: (કંઇક વારે) આ તો ભીમદેવનો સાથી જણાય છે.

શંકર: (થોડી વારે એકાએક) આ તો ઝાંઝણ ભંડારી!

ઝાંઝણ ભંડારી: (પ્રવેશે છે.) અન્નદાતા!

કરણ: કેમ ઝાંઝણ! આટલા ઉદાસ કેમ?

ઝાંઝણ: અન્નદાતા! અન્નદાતા!

[પગે પડી મૂઢ બેસી રહે છે.]

શંકરદેવ: ઝાંઝણસિંહ, કહો શી વાત છે? કંઇ અશુભ છે?

ઝાંઝણ: ભીમદેવ કુમાર સખત જખ્મી થઇ પડ્યા છે અને બીલ્હણસિંહ આ એના બાળપણના ભેરૂ ઘરડા ઝાંઝણનો સાથ છોડી વૈકુંઠે સીધાવ્યા.

કરણ: શું બીલ્હણ દેવલોક પામ્યો.

ઝાંઝણ: હા અન્નદાતા! આ આંખે હજી કંઇ લીલાંસૂકાં જોવાનાં હશે તે હું રહી ગયો.

કરણ: ઓ દેવ! બીલ્હણ! બીલ્હણ! મારો સાચો શૂરવીર સુભટ. ઓ દેવ! હજી કંઈ હૈયા વીંધી નાંખે એવા સમાચાર કહેવાના છે?

ઝાંઝણ: હા અન્નદાતા! એ કહેવાની આ અભાગી ઝાંઝણની જીભ ઊપડતી નથી.

શંકરદેવ: દેવળને મ્લેચ્છો ઉપાડી ગયા?

ઝાંઝણ: ના કુમાર! પણ—

કરણ: હાઆશ! તો શું એ પણ સ્વર્ગે ગઇ? શું છે ઝાંઝણ —ઝટ કહો.

ઝાંઝણ: અન્નદાતા! ક્ષત્રિય કુંવરી આટલા શૂરાતનથી લડે એ તો મેં દેવળબાને જ જોયાં. કંઇ કેટલા યે મ્લેચ્છોને ધૂળ ચાટતા કર્યા, પણ અંતે દૈવવશાત્ એક તીર વસમું લાગ્યું અને એ—

કરણુ: દેવળ! દેવળ! તું ત્યાં ને હું અહીં?

[ખૂણામાં પત્થર પર માથું નાખી બેસી જાય છે.]

શંકરદેવ: ભીમદેવ ત્યાં જખ્મી થઇ પડ્યા છે?

ઝાંઝણુ: અત્યારે તો કોણુ જાણે ક્યાં હશે, પણ દેવગિરિ તરફ ઘોડો દોડાવતા મેં જોયા હતા.

શંકરદેવ: મહારાજ! મને ક્ષમા કરો, ને રજા આપો. ભીમદેવની વહારે મારે જવું જ જોઇએ. ઝાંઝણુસિંહની વાત કદાચ ખોટી પણુ હોય. મને મારા સાચા ધર્મનું હવે ભાન થયું છે. દેવળનું વેર હું લઇશ. મહારાજ મને રજા આપો.

[કરણુને પગે પડે છે. કરણુ મૂંગો-મૂંગો માથે હાથ મૂકે છે અને જાય છે.]

શંકર: જય જય કુમાર!

[બધું શાંત છે. કોઈ કંઈ બોલતું નથી. ફક્ત ઘોડાના દાબડાનો અવાજ ધીમે-ધીમે આછો થતો સંભળાય છે. કરણુ પડ્યો છે ત્યાંથી એકાએક ઊભો થઇ પાળ પાસે આવી નીચે જોઈ રહે છે.]

કરણુ: અને હાં! શંકરદેવ! જ્યારે મ્લેચ્છો સામે લડવા અવસર આવે ત્યારે દોડતે ઘોડે જરૂર કહાવજો. રામદેવરાયની સહાયાર્થે ને રક્ષણાર્થે કરણુનું આવું આવું પણુ ખોળિયું લડવા તૈયાર છે. જય! જય!

[પાછો ફરી]

ઝાંઝણુ ભંડારી! જાઓ, કુમારને પડખે રહો. પ્રેમથી એ આંધળા થયા છે. કંઇ સાહસ કરી ન બેસે તે જોજો. જાઓ.

ઝાંઝણુ: અન્નદાતા આપની—

કરણુ: મારી કશી ચિંતા ન કરો. હું અહીં નિર્ભય છું. આ

ગુફાઓમાં મને કંઇક શાંતિ અને એકાંત મળે છે, તે બસ છે. જાઓ, કરણની આટલી છેલ્લી આજ્ઞા પાળો.

[ઝાંઝણ નમસ્કાર કરી જાય છે.]

સંકર! તમારા માંહોમાંહેના કલહને અંગે તેં ને માધવે મારી આ દશા કરી. ગુજરાતના ખ્યાત ઉલ્લેખોમાં દેશદ્રોહી માધવનું નામ તો કાળે અક્ષરે લખાઈ રહેશે. સંકર! મને જરા જળ આપ!

[સંકર ગુફાની અંદર પાણી લેવા જાય છે.]

ઓ! ઓ પ્રભુ! દેવળ! કૌળા! તમે જૌહર કર્યાં પણ મેં સમરાંગણમાં ચંદન ન ચોળ્યાં.

સંકરઃ (અંદરથી બહાર આવી) અન્નદાતા! અંદર જરા પણ જળ નથી; નીચેથી લઇ આવું છું.

[જાય છે.]

કરણઃ (ન સાંભળતાં) નરપિશાચ સંકર! મને રોજ વછનાગ ખવડાવતો હતો. આજે મારી શક્તિઓ કથળી ગઈ લાગે છે. ઓ મારો કંઠ સુકાઇ જાય છે. સંકર! મને પાણી આપ. કૌળા જેવી પટરાણી જેની સેવામાં સદા તત્પર રહેતી તેની આ દશા! ઓ પશ્ચાત્તાપનો કીડો મને કોતરી ખાય છે.

[ઊભો થઈ ગુફાનાં દ્વાર તરફ ચાલવા માંડે છે.]

કૌળા અલ્લાઉદ્દીનની પટરાણી થાય! કેવી અસત્ય વાત! કૌળા એક ભવમાં બે ભવ કરે! કેટલું હડહડતું અપમાન? કેવી અસંભવિત વાતો ફેલાવવામાં આવે છે? કૌળા સાચી ક્ષત્રિયાણી હતી, સતી હતી. કૌળા તું ક્યાં હશે?–કે તેં જૌહરમાં પ્રાણ તજ્યા?

[દ્વાર સુધી જાય છે. એકાએક ગુફામાં ભયંકર ભડકો થાય છે એ જોઈ એ કારમી ચીસ પાડી ઊઠે છે. પડતો આખડતો પાછો બહાર આવે છે.]

ઓ! ઓ!

[ફરી અંદર જવા જાય છે. અંદર લાલ જ્વાળાઓ દેખાય છે. દૂરથી 'જે અંબે'ના અવાજ આવે છે; સાથે ઝાંઝ, શરણાઈ અને ઢોલના અવાજ સંભળાય છે. અવાજ કંઈક વારે શાંત થતાં અંદરથી એક પ્રચંડ અવાજ ગાજી રહે છે:]

'જોરજુલમથી પારકી સ્ત્રીને એક ભવમાં બે ભવ કરાવનાર કરણરાજા વનવગડામાં રઝળશે. એની રાણી અને કુંવરીનો એને વિયોગ થશે, અને પોતે કમોતે મરશે. . . . . . . .'

[ફરીથી રાજાની એક ચીસ સંભળાય છે.]

'. . . અને એનું નામનિશાન કંઈ ન રહેતાં, એના પાપથી એનું રાજપાટ જડમૂળથી ઉખડી ખેદાનમેદાન થઇ જશે. એના સર્વસ્વનો નાશ થશે, અને એ તરફડી તરફડીને કમોતે મરશે. . . . . .'

[ગુફાના દ્વાર આગળથી કંકુ ઊડતું દેખાય છે ને કરણ એ ફાટી આંખોએ જોઈ રહે છે.]

કરણ: કોણ રૂપસુંદરી ! સતી ? ઓહ ! સતી રૂપસુંદરી ! . . . હેં આ કોણ ? કેશવ ! આ બધા કોણ ? કોણ છો મારી સામે ? તેજાં ! ફુલાં ! . . . . . . આ બધી શી ભૂતાવળ ? . . . તમે બધાં ચાલ્યાં જાઓ અહીંથી. મને નહિ સંતાપો . . . . . . બધાં ખડખડ હસો નહિ. જાઓ અહીંથી—જાઓ બધાં . . .

[પાછાં ડગલાં ભરતો ચાલે છે. વળી એક ભભૂકો દ્વારમાં દેખાય છે, ને કંકુ બહાર ઊડતું જણાય છે, ને વધારે ધાડો અવાજ સંભળાય છે:]

—કરણ ! ગૌબ્રાહ્મણ પ્રતિપાળ રાજા ! તેં રજપુતાઇ લજવી, શેરીએ શેરીએ નરરાક્ષસ જેવો તું નહોતો ચાલ્યો ? પાટણની કેટલી નિર્દોષ અટારીઓને તેં તારી નજરે એબ લગાડી હતી ?

કોણ દુષ્ટ! કોણ પાપી!—

[ધીમેધીમે અંધારૂં થવા માંડે છે.]

કરણ: ઓ ઓ મારો જીવ રૂંધાય છે. આ—આ કોણ રૂપસુંદરી? એ નિર્દોષ ફૂલને મેં કચડ્યું! ઓ એ દશ્ય! આ મારા મગજમાં શી ભૂતાવળ જાગી છે? શાંત થાઓ બધું!

વેલૂરના સુંદર મઠો! અહીં કેટલાયે ધર્મધુરંધરોએ તપ સેવ્યાં હશે. તમે મને શાંતિ નહિ આપો? મને બળતરા થાય છે. ઓ—ઓ મારે અંગે દાહ બળે છે. મારૂં ગળું સુકાય છે. પાણી! પાણી! સંકરીઆ! પાણી! પાણી તો અંદર છે. ત્યાં તો ચિતા ભડભડે છે.

[વરસાદની ગર્જના જેવા અવાજો થઈ રહે છે. વીજળીના ચમકારા જેવા ચમકારા થવા માંડે છે. એક કડાકો સંભળાય છે.]

અરે, આ શું થવા બેઠું છે? અહીં વીજળી પડશે? પડો! આભ ફાટો! રાત્રિ કાળા અંધારમાં મને ઘેરે છે. અંધારાં! મને વીંટળી રહો. ઓ, હું મરૂં છું... પાણી...

[બીજો કડાકો સંભળાય છે. પત્થર પર પટકાઈ બેસે છે. ચીસ પાડી ગુફાના દ્વાર તરફ ધસે છે. ફરી લાલ ભડકો દેખાતાં પાછો બહાર વીજળીના ચમકારામાં આવી]

કનક! કનક! તું તો મને પાછો નહિ કાઢેને?

[પડે છે]

પડદો

[રૂપચન્દ્ર ચોપડી વાંચતો બેઠો છે. ગોખતો ન હોય, ગૂંચવાતો ન હોય એમ. રેખા એકાએક દોડતી આવે છે].

રેખાઃ રૂપ! રૂપ! શું કરે છે? વાંચે છે? ચલ બહાર.

રૂપઃ કેમ? તું મને બહુ હેરાન કરે છે, હં!

રેખાઃ અરે બહાર સાથીઓ પૂર્યો છે, કળોઠીનો દાબડો પણ ત્યાં જ મૂકી આવી છું. પેલા રંગ ક્યાં છે? ચલ ચલ આપણે એમાં રંગ પૂરીએ. હજી તો સાથીઓ પણ જરા બાકી છે.

રૂપઃ સાથીઓ પૂરવા?

રેખાઃ હારતો, કંઇ કેટલા દિવસથી આપણે સાથે સાથીઓ નથી પૂર્યો. ચાલ આજે સાથે રંગ પૂરીએઃ સાથીઓ કમળનો છે; એમાં કયા રંગ પૂરીશું?

[રંગની શોધમાં તો ફરે છે જ.]

રૂપઃ તું તો, રેખા, દિવસે દિવસે નાની થતી જાય છે. હવે તે વળી સાથીઆ પૂરાતા હશે? આવું આવું તને ક્યાંથી સૂઝે છે? નિશાળે જવાનું કહીએ છીએ ત્યારે તો મોઢું ચઢાવે છે, અને આવાં ધતિંગમાં તૈયાર!

રેખાઃ ધતિંગ! તો . . . ઓ . . . ઓ! ને નિશાળે તો હું કોઇ દિવસ નથી જવાની.

રૂપઃ હા, એટલે જ તો આવું કૂદતાં આવડ્યું છે. રમ્યા કરવું, સાથીઆ પૂરવા, ચીતરડાં ચીતરવાં, ગીતડાં ગાવાં, હસવું કૂદવું–બીજું આવડે છે શું? નહિ કોઇ દિવસ સારી ચોપડીઓ વાંચવી, દૈનિક જાહેર પ્રવૃત્તિઓમાં રસ લેવો. . . .

રેખા: (ટૂંકથી) સારાં પુસ્તકો એટલે?

રૂપ: હું નવરો તે પાછી તને એની યાદી કરી આપું!

રેખા: વારુ, નિશાળે ગયા વિના સારાં પુસ્તકો નહિ વંચાય ખરું ને?

રૂપ: કેટલાં વંચાય છે તે તો જોઈએ છીએ ને? સાથીઓ પૂરતાં આવડે છે!

રેખા: ભાઇ! મારે તારું ભાષણ નથી સાંભળવું. બહાર આવવું હોય તો આવ, નહિ તો ના કહે. નિશાળે જઈ શું શીખીને ધાડ મારવાની છે તે મને ખબર છે! ને હમણાં તો કંઇ ચઢ્યા સાથે કામ છે? મને કૂદવાની ના કહે, રમવાની ના કહે, બહાર જવાની ના કહે; મારી સાથે રમતાં તને શરમ લાગે—ના હીણપદ લાગે. મારી સાથે હસે પણ નહિ, ગંભીર મોઢું કરીને બેસે. પહેલાં મારો રૂપભાઇ આવો નહોતો.

રૂપ: રેખા! ગાંડાં શા કાઢે છે? હવે તે કાંઇ રમવાનું પાલવે?

રેખા: ન કેમ પાલવે? રમવામાં કંઇ ઓછું શીખાય છે? તમારી કેદખાનાની કોટડી જેવી નિશાળમાં મારે નથી ભણવું. હવે આપણાથી સાથે સાથીઓ પણ ન પૂરાય એવા ભણતરને મારા નવ ગજના નમસ્કાર.

રૂપ: રેખા તારું ચાલે તો મને પણ ભણવા દે નહિ, ખરું ને?

રેખા: હા, હા, વળી.

રૂપ: (ઊભો થઇ) જા, જા, તારી સાથે વાતો કર્યાં કરું તો મારો પાર ક્યારે આવે? પૂર્યાં કર સાથીઆ. મારે તો હજી ચોપડીઓ તૈયાર કરવી છે અને નિશાળે જવું છે.

[જાય છે.]

રેખા: જા જા દોડ! શું યે જાણે ભણી નાખવાનો છે!

[એ ગયો એ તરફ કંઈ વાર જોઇ રહીને]

. . . પણ એ નિશાળે જાય છે એ મને નથી ગમતું. પહેલાં તો એ મારી સાથે રમતો; હવે તો રમતો પણ નથી. ના, આવો નહોતો પહેલાં. જીદ્દી ને જડ થતો જાય છે. દાદાજી સાથે વાતો સાંભળવા પણ હવે તો બેસતો નથી; અને ઉલટું કહે છે કે એવી વાતોમાં માનીશ નહિ. એમાં પરીઓ ને દેવદૂતો આવે એ તો બધાં જુઠ્ઠાં: એ તો બધાં ગપ્પાં!

રૂપ: (તૈયાર થઇ નિશાળે જતાં પ્રવેશી) ગપ્પાં, ગપ્પાં, એક વાર નહિ સત્તર વાર ગપ્પાં!

રેખા: ભાઇ!

રૂપ: શું છે?

રેખા: મારૂં એક કહ્યું નહિ માને?

રૂપ: શું?

રેખા: આજનો દિવસ નિશાળે ન જા.

રૂપ: કેમ?

રેખા: તું આજે અહીં રહે તો એ પરીઓ અને દેવદૂતોને અહીં બોલાવીએ અને એમની સાથે રમીએ.

રૂપ: રમવા સિવાય બીજું કંઇ તને સૂઝે છે ખરૂં?

રેખા: તું તારે ઊભો રહેજે, હું મારે એકલી બારણે સાથીઓ પૂર્યા કરીશ. એમાં તને ગમે એવા સુંદર રંગ પૂરીશ ને ત્યાં એક નાનકડું બારણું બનાવીશ, ને એમાંથી પરીઓ અને દેવદૂતોને રમવા બોલાવીશ.

રૂપ: તું તારે રમ્યા કરજે, હું તો આ ચાલ્યો.

રેખા: રૂપ! મારી સાથે નહિ જ રમે?

રૂપ: (મોઢું મચકોડી) ના.

રેખાઃ કોઇ દિવસ નહિ રમે ?

રૂપઃ (બીજી જાતનું મોં કરી) ના.

રેખાઃ રૂપ, આજનો દિવસ નિશાળે ન જા. મને નહિ ગમે.

[રૂપ ડચકારી બોલાવી ચાલ્યો જાય છે.]

રેખાઃ રૂપ ! ઓ રૂપ ! મને તારા વિના નહિ ગમે. મારી સાથે લઢીને ન જા; ઓ રૂપ !

[રેખા એ તરફ જોતી બે હાથ પર માથું મૂકી બેસી રહે છે. પ્રકાશમાં ફેરફાર. અત્યંત શ્વેત ઓલવી ત્રણ પીળા દીવા કરવા.

યુગ પ્રવેશે છેઃ રેખાને એના આવવા વિષે ખબર નથી. છેક પાસે જાય છે. ઊડતું છુટું વસ્ત્ર-પરિધાન, લાલ પીતાંબર, લાલ પહેરણ, લાલ શિરપટો, હાથમાં યુગદંડ પગમાં પાવડી.]

યુગઃ રેખાબાળા ! રેખાબાળા ! હું યુગ બોલાવું છું.

રેખાઃ (ધીમેથી ઊંચુ જોઇ) કોણ ? આપ કોણ ?

યુગઃ હું યુગ.

રેખાઃ આપને નમસ્કાર કરૂં છું. એ સિવાય આપની બીજી સેવાની મને આવડત નથી.

યુગઃ એમાં આવડતની જરૂર જ નથી. સેવા તો સ્વયંભૂ પ્રેરણા છે. તમે અહીં શાની શોધમાં બેઠાં છો ?

રેખાઃ સ્વપ્નો, ભાવનાઓ, પરીઓ, દેવદૂતો ... મને તો એવું એવું જોઇએ છે. પણ મારો રૂપ જ મને નિરાશામાં ડુબાડી ગયો.

યુગઃ રૂપ ?

રેખાઃ મારો ભાઇ. એ જ્ઞાન લેવા ગયો છે, ને હું જ્ઞાન વિનાની અહીં બેઠી છું. યુગાત્મા ! તમારે વિષે પણ એ જ જે કંઇ કહેતો હતો તે જાણું છું. તમે તો અનાદિ છો, એટલું

જ જાણું છું. પણ એવું જાણીને શું કરૂં ?

યુગઃ વધારે ને વધારે તો ધીમે ધીમે જાણશો ને અજ્ઞાન તમારૂં દૂર થશે. હું અનાદિ છું, વિશાલ છું. કેટલાં યે જીવન વીતશે ત્યારે મને સંપૂર્ણ જાણી શકાશે.

રેખાઃ પણ તમને જાણવા માટે હું શા સારૂં એટલાં મારાં જીવન અમસ્થાં ફેંકી દઉં ?

યુગઃ અનાદિત્વની ભાવના પામવા. રેખા ! તું હજી બાળક છે. જીવનની કીમત તું શું જાણે ?

રેખાઃ બાળક હોઇશ તો છો રહી. મારે તો રહેવું છે જ બાળક. જીવનની કીમત જાણું કે નહિ, પણ અમસ્થું તો નહિ ફેંકી દઉં. મને લાગે છે કે તમે મારી ગૂંચવણમાં વધારો કરો છો.

યુગઃ રેખાબાળા ! વિશાળ યુગભાવના પામવાનું સામર્થ્ય પ્રાપ્ત કરતાં તને હજી વાર છે. જો આ આવે વર્ષ. એને ઓળખ. કદાચ એક જીવનમાં એને તું પામી શકીશ.

[વર્ષ પ્રવેશે છે, ભુરાં વસ્ત્રપરિધાન; છુટ્ટાં નહિ.]

રેખાઃ કોણ ?

યુગઃ વર્ષ–શક–સંવત–સાલઃ એને તો જાણે છે ને ? ગણે છે ને ?

રેખાઃ કોણ જાણે ! ગણું છું ને ભૂલુ છું. રૂપ એને જેમ જેમ ગણતો તેમ તેમ એને અંતરથી દુઃખી થતો હું જોઇ શકતી.

વર્ષઃ રેખાકુમારી ! હું તો અનાદિ નથી; અને વળી મને તો અંત પણ છે.

રેખાઃ એટલે તમે બંને બાજુથી બંધાએલા છો ખરૂં ને ?

યુગઃ ના, એ સ્વતંત્ર છે.

રેખાઃ તે તો કોણ જાણે; પણ એટલું જાણું છું કે મને જે જોઇએ છે તે એનાથી નહિ આપી શકાય.

વર્ષ: તને શું જોઇએ છે?

રેખા: મને શું જોઇએ છે? મને શું જોઇએ છે? કોણ જાણે, ભૂલી ગઈ. પણ તમારા જેવાં બંધન તો નથી જ જોઈતાં. અને હજી સુધી તમે નથી આપી શક્યા તે કંઇ હવે આપી શકવાના છો?

વર્ષ: હજી હવે, પાંચ દસ વર્ષે આપી પણ શકું.

રેખા: હા, હા, તમે પણ જીવનની ગણત્રી કરવા માંડીને?

વર્ષ: તો ન ગણાય એવો આ દિવસ આવે એ તને સંતોષી શકશે.

દિવસ: રેખાબહેન! મને તો ઓળખો છો ને? આપણે તો રોજ મળીએ છીએ, ખરૂં ને?

રેખા: રોજ મળ્યા તેમાં શું વળ્યું? મારૂં મને જે જોઇએ છે તે નથી મળતું ને?

વર્ષ: શું જોઇએ છે તે તો તને ખબર નથી.

રેખા: હા, હા, હું તો કંઇ જ જાણતી નથી. મને કશાની જ ખબર નથી. મને સ્વપ્ના વિષે ખબર છે એ જાણું છું. દેવદૂતો ને પરીઓ વિષે જાણું છું. એ મને જોઇએ પણ છે. પણ રૂપ કહે છે કે જ્ઞાન મેળવવું વધારે સારૂં છે. કોણ જાણે મને કંઈ જ સમજ પડતી નથી. તમે બધા શા સારૂ અહીં દોડી આવ્યા છો? મને ગભરાવો નહિ, મારી મૂંઝવણ વધે છે.

[મુખ નીચે નાખી દે છે.]

યુગ: રેખા! રેખા! ગાંડી થઇ છે કે શું? વર્ષ, ચાલો, આપણે જતાં રહેવું પડશે. દિવસ! ચાલો.

[દિવસ સિવાય બધા જવા માંડે છે.]

દિવસ: હું નથી આવતો. રેખા ગાંડી! ભલે રહી ગાંડી; છો

રહી ગાંડી. તમે જાઓ; આપણો મેળ નહિ ખાય. (બધા જાય છે.) રેખાબહેન! શું છે? હું આપીશ તને. તારો અસંતોષનો રોગ હું મટાડીશ.

રેખાઃ દિવસ! ઓ દિવસ!

દિવસઃ રેખા! તારી ચિંતા હું સમજું છું. મારો પ્રકાશ તારે માટે છે. મારું ચૈતન્ય, મારી શક્તિ એ બધું તારે માટે છે.

રેખાઃ દિવસ! દિવસ!

દિવસઃ તારે માટે કહેશે તે ઘડીએ વહેલો ઊગીશ. રેખા! તારા હૈયામાં અજવાળાં રેડીશ. રેખા! કહે, તારે માટે ક્યાં મંગળ અજવાળાં પાથરું? ક્યાં મૃદુ અને રંગીન કિરણોની છતમાળ ગૂંથું? ક્યાં નવરંગી ફૂલના મંડપો બાંધું? મંદ લહરીઓ દ્વારા ક્યાં તરુવૃંદની સુગંધ રેલ તારા તરફ રેલાવું?

રેખાઃ દિવસ! મને નિદ્રા આવે છે.

દિવસઃ એમ? સારું, તો હું જઈશ. તારું કલ્યાણ થાઓ. હાં, જો હું જઇશ પછી જો...ઊંઘી ગઇ કે? રેખા! રેખા!!

[દિવસ જાય છે. પ્રકાશ ધીમેધીમે આછો થતો જાય. દિવસ જાય તેને ડગલેડગલે એકેક દીવો ઓલવાતો જાય અને અંધારું થઈ જાય —તદ્દન અંધારું. રેખા નિદ્રાધીન.]

નિશાઃ (બુરખો; કાળાં વસ્ત્રો—ઝીણાં; ઉપર ઝીક ટપકીઓ ચળકે; પ્રકાશપુંજ એના પર પડે.) રેખા!

[માથે હાથ મૂકે છે.]

રેખાઃ (ઝબકીને) ઓ મા! કોણ છે આ?

નિશાઃ ગભરા નહિ, રેખા! એ તો હું નિશા. તેં દિવસને વિદાય કર્યો એટલે હું આવી. મને ન ઓળખી? હું નિશા.

રેખા: કોણ નિશાદેવી? હા. દિવસે મને કંઇકંઈ પ્રસાદ આપવા કહ્યું. મેં ઊંઘવા માંડ્યું. એનો મને શાંતિથી પશ્ચાત્તાપ કરવા દે.

નિશા: પશ્ચાત્તાપ શેનો ગાંડી? હું તો તારે માટે અંધારાં લાવી છું.

રેખા: હાયરે! એમાં તો મારાથી નહિ જીવાય.

નિશા: રેખા! એમાં જ તું જે શોધે છે તે તને મળશે. તને દેવદૂતો ને પરીઓ જોઇએ છે, એ બધા મારા અનુચરો છે. એ બધા મળશે. પશ્ચાત્તાપનો ખોટો અગ્નિ ઠારી નાખ.

રેખા: અંધારાથી વીંટળાએલા એવા તારા નિશાચરો નહિ જોઇએ. નિશા! નિશા! મારી ગભરામણ વધે છે. આ અંધારાથી તો હું અકળાઇ ગઇ છું. મને તો જોઇએ છે પ્રકાશની એક ઘડી, નિશા! રૂપ! રૂપ! મારા આત્માને કોઇ કાળા પાટા બાંધે છે, તું ક્યાં છે?

નિશા: તારા એ પાટા હું ઉકેલીશ. પ્રકાશની એક ઘડી પણ આપીશ.

રેખા: દિવસ પોતાની સર્વ શક્તિ વડે ન આપી શક્યો તે તું કેમ આપી શકીશ? એણે આપવા માંડ્યું ને હું ઊંઘી ગઇ.

નિશા: એણે તો તને જાણીજોઇને ઊંઘાડી.

રેખા: કેમ?

નિશા: કારણ હું આવનાર હતી ને!

રેખા: એટલે?

નિશા: યા નિશા સર્વભૂતાનાં તસ્યાં જાગર્તિ સંયમી.

રેખા: એમાં હું કાંઇ નહિ સમજી; એ શું?

નિશા: જરા સ્વસ્થ થા, સમજાવું. દિવસે તારી આંખો

બંધ કરી તે તને દિવ્ય ચક્ષુ આપવા માટે. એણે ઊંઘાડી એટલે હવે તને એ ચક્ષુ આપીશ. એ વડે તને એવું જ્ઞાન મળશે.

રેખા: જ્ઞાન? મારે જ્ઞાન નથી જોઇતું. રૂપને જોઇએ તો ભલે એ મેળવે.

નિશા: ગાંડી! રૂપની ક્યાં વાત કરે છે. એ તો અજ્ઞાનનાં પડળ બાંધ્યો જાય છે. એણે પ્રકૃતિનાં દર્શન અવગણી જ્ઞાનનાં દ્વાર બંધ કર્યાં છે. એથી એનાં દિવ્ય ચક્ષુને અંધાપો આવ્યો છે.

રેખા: (ચમકીને) મારા રૂપને અંધાપો? નિશાદેવી! એ નહિ ટાળી શકાય?

નિશા: કદાચ ટળે પણ. તારી સહાયથી અને ઘડીના જ્ઞાનથી સહજમાં પણ ટળે.

રેખા: નિશાદેવી! મારે એ ઘડી જોઇએ છે.

નિશા: મળશે તને; જો આમ આવ. પણે બહાર નજર કર. શું દેખાય છે?

[બાજુ પર જઇ]

રેખા: અંધારાં! ગાઢ અંધારાં ને ક્યાંક ક્યાંક કાળા ઓળા.

નિશા: હવે જરાવાર આંખ બંધ કરીને જો. બરાબર જોજે! ત્યાં તને અનહદ શાંતિ જણાશે. પ્રેમનું સૌમ્ય સામ્રાજ્ય જણાશે. પેલાં તરુવૃંદ, પેલા આછા આછા ધોળા ફૂલમંડળો, પેલી લીલીછમ હરિયાળી જાજમ, એ સર્વની ઉપર આ આકાશનો સુશોભિત ચંદરવો.

રેખા: નિશા! મારી ઊંઘ ઉડવા માંડે છે.

નિશા: ને જો પેલો નાનો બીજચંદ્ર; ને પેલા તારાગણો; ને આ આછાં ને આછાં આછાં ચાંદરણાં; ને પેલી વ્યોમ ગંગા; ને પેલો અચલ ધ્રુવ તારો. . . .

રેખાઃ નિશા! તું ગહન છે, ગૂઢ છે. તારાં અંધારાં અલૌકિક છે.

નિશાઃ હવે બેસ પણે અને જેટલું ઊંડે જવાય એટલું જઇ જો. એક ધ્યાનથી જોયા જ કરજે, હં! હું જાઉં છું.

રેખાઃ ના ના તું રહે. મને આ અંધારાં બહુ ગમે છે. મને આવો પ્રકાશ જોઇએ છે.

નિશાઃ તને એ જ મળશે. હું જાઉં છું. તું શાંત રહેજે.

[જાય છેઃ તદ્દન અંધારૂંઃ પછી એકદમ સંપૂર્ણ પ્રકાશ, ને ઘડી પ્રવેશે છે. નાની બાળાઃ સુંદર ઊડતા વસ્ત્રો.]

રેખાઃ કોણ એ? ઘડી?

[બંને ભેટે છે. પાછું એકદમ અંધારૂં. એટલામાં ઘડી અલોપઃ પાછો પ્રકાશઃ ત્યારે રેખા એકલી.]

રેખાઃ હાશ! ઓ આનંદ! વર્ષ, યુગ, તમે બધા મને મૂકી ચાલ્યા ગયા; કંઈ નહિ. તમે પાછા નહિ આવો; તમને ભલે હું નહિ પામી શકું. ઘડી તો છેને પાસે? એને ભરી મૂકીશ મારા જીવનમાં. અનંતકાળ સુધી આનંદ મળ્યા જ કરશે હવે. ઓ ઘડી! ઘડી! હું કેમ સત્ય અનુભવું છું! મારૂં જીવન સભર લાગે છે. આત્મા સ્વતંત્ર ઊડતો લાગે છે. ઓ, આ શું? સાચે જ પરીલોક અને દેવદૂત બધા મને મળવા આવે છે! ઓ! આનંદ! આનંદ!

[બોલતી બોલતી અંદર ચાલી જાય છે. સુકાએલા વદને, દુણાએલો, પુસ્તકોના ભાર સાથે, વિખરાએલા વાળવાળો, ગંભીર, જ્ઞાનડાહ્યો રૂપચન્દ્ર પ્રવેશે છે.]

રૂપઃ રેખા! ઓ રેખા! ક્યાં છે રેખા? (બધે શોધે છે) અહીં પણ નથી; અહીં યે નથી. રેખા! મને નથી ગમતું. તારા વગર મારો

આખો દિવસ એવો ગયો! હું રમીશ તારી સાથે; ના નહિ કહું. તું સંતાઇ ગઇ છું? સંતાકુકડી પણ રમીશું. બધું રમીશ. એવા જ આટીઆ-પાટીઆ રમીશું. ખોબલે-ધાણી રમીશું, આંધળી-ધૂંધળી રમીશું. મને કંઇ સૂઝતું નથી. તારા વિના આંધળો છું, રેખા!

[રડવા જેવો થઈ બેસે છે.]

રેખાઃ કોણ રૂપ? ક્યારે આવ્યો? શું લાવ્યો?

રૂપઃ કંઇ નહિ.

રેખાઃ આ બધું કંઇ લાવ્યો છે ને! જ્ઞાન લાવ્યો?

રૂપઃ બાળ એ જ્ઞાનને; હું કંટાળી ગયો છું. મને ગોઠતું નથી. બહુ થાક લાગ્યો છે, રેખા!

રેખાઃ ભાઇ! ભાઇ!

રૂપઃ મને ખરેખર થાય છે કે હું કોઇ ભોંયરામાંથી અત્યારે છુટી આવ્યો છું. મારી ગભરામણનો પાર નહોતો. મને એક વાર નિરાંતે શ્વાસ લેવા દે.

રેખાઃ રૂપ! રૂપ!

રૂપઃ રેખા! હું તારી સાથે રોજ રમીશ; તારી સાથે હરીશ ફરીશ; તું કહેશે તે કરીશ. મારે નિશાળે નથી જવું. તારી પરી અને દેવદૂતો મળ્યા તને?

રેખાઃ હારે, હું તને કહેતી જ હતી ને? એ છો—

રૂપઃ હેં! ક્યાં છે બધાં?

રેખાઃ અહીં જ છે, મારી પાસે. આજે જે સૌન્દર્ય ન્યાળ્યું છે, જે આનંદ માણું છું, જે સત્ય મેળવ્યું છે—

રૂપઃ રેખા! હું અહીં હોત તો—

રેખા : તને પણ એ મળત.

રૂપઃ ઓ રેખા! હવે મને નહી મળે?

રેખા : મળશે, મળશે; હું આપીશ. નિશાદેવી કહેતાં હતાં કે તને મળી શકશે.

રૂપ : નિશાદેવી ?

રેખા : એ બધું તું જાણુશે પછી. લે ચાલ, તારી આંખો મીચી દે. હું તને ઘડી આપું, શાંત થઇ એક ચિત્ત થા તો.

[બાજુ પર જઇ]

એ। પણ એના વગર મારાથી કેમ જીવાશે ?

[પાછી આવી]

લે ભાઇ !

[માથે હાથ મૂકે છેઃ એક પળ
અંધારુંઃ પાછું અજવાળું]

રૂપઃ હાશ! એ। આનંદ! રેખા! રેખા!

રેખા : (બાજુ પર જઇ) ભાઇ! રૂ......

[પડે છે.]

રૂપ : હેં ? આ શું? બ્હેન! બ્હેન! તારા વિનાની ઘડી મારે શી કામની ? એ। ! હું યે રહ્યો હોત!

રેખાઃ રૂ......પ!

રૂપઃ રેખા! એ। રે! આ કોણ? કા . . . કાળ.

[રેખા પાસે એ પણ પડે છે.
કાળ ધીમે ધીમે આવી બંને
પર છાયા કરી ઊભો રહે છે.]

કાળઃ અનંત કાળ સુધી બંને હવે મારાં છે,

[પડદો]

[એક ન ભજવી શકાય એવી નાટિકા]

છતાં ભજવાઈ • સુરત બાલમંદિર • ૧૯૨૯

[બે બાળકો પૃથ્વી ઉપર રમતાં ભમતાં દેખાય છે. પહેલાં ઉષા ને પછી અરુણ ચેતન પ્રગટાવતાં સૃષ્ટિસૌંદર્યનો અભિષેક કરે છે અને પ્રકાશ ધીમે—અતિ ધીમે એકસરખો વધતો જાય છે. બંને બાળકો પણ પ્રકાશના વિકાસ સાથે ધીમેધીમે વયમાં વધતાં જાય છે. નાટકમાં આવતાં વાતાવરણ અને સંવાદો પરથી એ સમજાય છે. તખ્તાની પાછળના પડદા પણ વાતાવરણ અનુસાર બહુ ધીમેથી ને સ્વાભાવિકતાથી બદલાતા રહે છે. આ બધો ફેરફાર કોઈ તખ્તા પર ઉતારવો અશક્ય થઈ પડે એવી અગમ્ય રીતે થયા કરે છે.]

પાત્રો: ઇલ્વલકુમાર અને ઇલ્વલાકુંવરી

ઇલ્વલા: 'આ તારું—'

ઇલ્વલ: 'ને આ મારું.'

'વારુ લે . . .'

'ના . . . આટલું યે મારું.'

'જો ભઇ! એમ? . . . ના.'

'હા.'

'પણ આટલું બધું?'

'આટલું બધું ક્યાં છે?'

'છે વળી.'

'નથી.'

'છે ને?'

'ના, નથી.'

'છે જ.'

'નત્થીઇ . . .'

'જા ત્યારે, નહિ રમું.'

'ના રમે તો જા; પણ આટલું મારૂં આપી દે.'

'ના નહિ આપું.'

'તો હું લઈ લઈશ.'

'તો કહો.'

'વારૂ, કહો તો કહો.'

'પ્રલ્વલ!'

'શું છે? કહો . . .'

'હું બાને કહી દઈશ હં.'

'કહી દેજે.'

'જોજેને, જરૂર કહી દઈશ.'

'હવે કહેજે, કહેજે . . .'

'એમ?'

'હા, હા! દમ શાની ભરાવે છે?'

'બા . . . ઓ બા . . .'

'બાં આં આં . . . ઓં . . . બાં આં આં . . .'

'ચાળા શાનો પાડે છે, વળી?'

'ચાલા છાનો પાડે છે વલી . . .'

'બા આ આ!'

'બાં આં આં આં આં આં . . . .'

'ઓ બા આ, જુઓનીઇ . . . .'

'આઁ આં . . . ઉ ઓં ઇ ઇ . . . .  . . . .'

‘ઉંહં, ઉંહું, હું હં . . . હં—’
‘બાયલી! રડે છે.’
‘બા . . . રે!’
‘રડની હજી. બાં . . . લેં એં એં . . .’
‘જા, હું તારી સાથે નથી બોલવાની.’
‘ઓ હો, એમ કે! હેં હેં હેં . . .’
‘ઓ મા!’
‘ઉંહ; રડ હજી. હી હી . . . ડચક, ડં!’
‘જા અહીંથી.’
‘જો તેં મને ધક્કો માર્યો, હં!’
‘જુઠ્ઠા!’
‘મારી બચુ . . . લાવ આંસુ લૂછું?’
‘જા અહીંથી.’
‘બચુ રે . . .’
‘ઇલ્વિલીઆ!’
‘ઇલ્વલીઆ આં આં!’
‘શરમા!’
‘મારી બેન તો બદલે પાસું,
એનનાં ખરે રે સોનાનાં આંસું.’
‘મને ચીડવ નહિ, હં!’
‘એનને અહીંથી નથી ખસવુંઉઉઉ,
એનને મનમાં આવે રે હસવું ઉંઉ.’
‘ચલ ભાઇ; આપણે રમીએ.’
‘તું રડે નહિ તો.’
‘ને તું લડે નહિ તો.’

'હું નહિ લડું.'

'તો હું નહિ રડું.'

'ચલો.'

'પણ આપણે પહેલાં પાઠ કરીએ?'

'ના વળી, અત્યારે એ ક્યાં?'

'હા, ભાઇ.'

'ત્યારે તું કર, હું રમી આવું.'

'વારૂ વહેલો આવજે.'

'અચ્છા; પણ કેમ?'

'પેલું . . . આપણે ખાઇશું ને?'

'શું?'

'પેલું ખાવાનું. નહિ તો હું એમાંથી તારો ભાગ રહેવા દઇશ, હં.'

'તું તારે ખાઈ લેજે. મારૂં તો હું ખાઇ ગયો.'

'એમ? વારૂ પણ મારામાંથી જરા ભાગ રહેવા દઈશ, હં.'

'તો તો હમણાં ખાઇને જ જાઉં.'

'ચલ ત્યારે.'

'ના અહીં જ લઇ આવ.'

'ઊભો રહે.'

'નનન્ નન આ નનનં નનંન નનઆ.'

'લે.'

'બસ.'

'વંચર!'

'કેમ?'

'તે સીધો સીધો ખાને: મોઢાં શાનો કરે છે?'

‘બહુ ભાવે છે.’

‘તેથી મોઢાં કરવાનાં?’

‘હાસ્તો વળી.’

‘જાજા, ચક્કર! સારો નથી લાગતો.’

‘ચલ, બસ?’

‘હાથ તો ધો, ગંદા.’

‘લૂછ્યા તે નહિ?’

‘એમ લુછાય કે?’

‘ન લુછાય? લે ધોઈ આવું.’

‘કેવો ડાહ્યો મારો ભાઇ . . .’

‘એમ?’

‘ઇલ્વલ!’

‘કેમ?’

‘પેલું ફૂલ જોયું? બહાર.’

‘કયું?’

‘પેલું મોટું ખીલેલું.’

‘હા હા; મઝેનું છે.’

‘મને ચૂંટી ના આપે?’

‘ઊભી રહે.’

‘જો ભઇ, સાચવીને લેજે હં.’

‘જોયા તો કર.’

‘ઓ . . . કેવું મઝેનું!’

‘લે.’

‘વાગ્યું તને?’

‘ના . . . રે.’

'આ શું? લોહી નીકળ્યું ને?'

'ક્યાં છે? એ તો અમસ્થું.'

'લે; પણ તું તો ફૂલ સૂંઘ!'

'લે, થયું? મઝેનું છે. એનું શું કરીશ?'

'દેવને ચડાવીશ.'

'દેવ શું આપશે?'

'વરદાન.'

'એમાં શું માગશે?'

'સુખ.'

'પછી?'

'એ સુખ સૌને વહેંચીશ.'

'પછી? એમાં મારો ભાગ કેટલો?'

'મ્હોટો.'

'પછી?'

'પછી? પછી શું? પછી પછવાડું ને આગળ અજવાળું.'

'ફૂલ આપ્યું તેમાં કે?'

'તે તું મને પજવે છે તે?'

'ના હવે નહિ પજવું.'

'ચાલો ત્યારે—'

'કેમ અટકી ગઇ?'

'ના, કંઈ નહિ; અમસ્થી જ.'

'ચલ ચલ, મોડું થાય છે; આપણે રમીએ.'

'રમીએ? ના; કંઇ વાતો કરીએ.'

'ને પછી?'

'પછી? પછી વળી જોઈશું. ભાઇ! પણે જો તો!'

'ક્યાં? શું?'

'પણે પણે . . . જો, મારી આંગળીની બરાબર સામું.'

'ઇલ્વલા! ઇલ્વલા!'

'કેમ?'

'કંઈ ગાંડી થઇ છે કે શું? શા વિચારમાં પડી છે?'

'વિચાર? ના . . . આ . . . રે.'

'ગંભીર થઇ ગઇ છે ને?'

'અમસ્થી જ.'

'ના, મને કહે.'

'હં ઇલ્વલ! હું જો તારી સાથે ના બોલું તો?'

'તો . . તો . . પણ તું બોલ્યા વિના રહે જ નહિને!'

'પણ ધાર કે ન બોલું . . . તો?'

'તો મને નહિ ચાલે.'

'ને ચલાવવું પડે તો?'

'મને જરા ય ન ચાલેને!'

'એના બદલામાં કંઇ આપું તો?'

'મને કંઈ જ નહિ જોઇએ.'

'મારૂં બધું તને આપું તો?'

'તારૂં બધું? મને કંઇ નહિ જોઇએ. ફક્ત તું જોઇએ.'

'ઇલ્વલ!'

'કેમ?'

'ઇલ્વલ! ઇલ્વલ!'

'કેમ, આમ કેમ બહેન?'

'ભાઇલા . . .'

'ઇલ્વલા! રડે છે કેમ, હેં?'

'. . . . . . . . .'

'તું રડ નહિ, ઇલ્વલા.'

'ઇલ્વલ! હું હવે જઇશ.'

'ક્યાં?'

'ક્યાં? કોણ જાણે; આઘે . . . આઘે . . .'

'આઘે . . .? આઘે . . .?'

'હા, આઘે . . . આઘે . . .'

'બ્હેન, તું પહેલાં છાની રહે. રડ નહિ. મારો જીવ કપાય છે.'

'ભાઇ! આશિષ આપ.'

'પણ તું પહેલાં છાની રહે; નહિ તો હું રડીશ.'

'મને આશિષ આપ.'

'કેમ?'

'મને આશિષ જોઇએ . . .'

'તું મને પહેલાં માફ કર.'

'શા માટે?'

'મેં તને બહુ પજવી છે, ચીડવી છે.'

'ભલે, પણ મને આશિષ આપ!'

'રડાવી છે, સતાવી છે, હું સ્વાર્થી થયો છું . . .'

'તો યે તું જ મને આશિષ આપ.'

'લે . . . મૂગો જ રહીશ.'

'અને મને નહિ ભૂલે?'

'ભૂલું? તને ભૂલું? અને તું મને? . . '

'હું જાઉં છું. વદાય?'

'ક્યાં?'

'ક્યાં? સાસરે.'

'અખંડ સૌભાગ્ય તારૂં.'

'આવજે હં, ઇલ્વલ, સંભારતો રહેજે . . .'

'ઇલ્વલા! . . . ઇલ્વલા!'

'ઇલ્વલ!'

'ઇલ્વલા! . . . ઇલ્વ . . .'

[પડદો]

પુષ્કર : રાજપુત્ર    ઉત્કલા : રાજકન્યા

અંજની: પ્રધાનકન્યા    વામન : પ્રધાનપુત્ર

સ્થળ : કેરલ દેશ—સ્નેહ સરોવર—પ્રભાસ દેશ

## પ્રવેશ પહેલો

[કેરલદેશના રાજમહેલનો એક
ખંડ. દાસીઓ સાથે ઉત્કલા]

એક દાસીઃ કુંવરીબા! કુમાર પધારે છે.... ચાલો બધાં.

દાસીઓઃ હા, હા, ચાલો બધાં.

ઉત્કલાઃ ભલે પધાર્યા. પણ તમે ચાલ્યાં કેમ?

એક દાસીઃ ઓ તારી! કુંવરીબા, તમે તો ભલું પૂછ્યું?

ઉત્કલાઃ ના, ના, ઉડાવો નહિ. ચાલ્યાં કેમ?

બીજી દાસીઃ કેમ શું વળી? કુમાર પધારે છે ને?

ઉત્કલાઃ તે છો પધારે, પણ તમે ચાલ્યાં કેમ?

એક દાસીઃ અમને મહારાણીની આજ્ઞા છે. હવે અમે જઇશું. ચાલો, ઝટ ચાલો બધાં. કુમાર પધાર્યા પણ.

[ઉત્કલા દિઙ્‌મૂઢ જેવી દાસીઓને જતી જોઈ
રહે છે. બીજી દિશામાંથી કુમાર આવે છે.]

ઉત્કલાઃ હો હો, આ કુમાર પધાર્યા. પધારો કુમાર!

પુષ્કરઃ કેમ મને ન જોયો? ઘુંઘટ રાખો તે કેમ જોવાય? કાઢી નાખો ઘુંઘટ.

ઉત્કલાઃ અરે ઘુંઘટ ઊંચો ન થાય. મને આ દાસીઓએ શીખવાડ્યું છે.

પુષ્કરઃ કેમ?

ઉત્કલાઃ મોટા પાસે ઘુંઘટ રાખવાની આજ્ઞા થઇ છે.

પુષ્કરઃ કોની આજ્ઞા છે એવી?

ઉત્કલાઃ રાજમાતાની. ને હા, કુમાર! તમને કેટલાં વર્ષ થયાં?

પુષ્કરઃ મને? મને સોળ, કેમ?

ઉત્કલાઃ ને મને ચૌદ. એટલે તમે મારાથી બે વર્ષે મોટા, ખરૂંને? મારે ઘુંઘટ રાખવો જ પડશે.

પુષ્કરઃ મોટા પાસે ઘુંઘટ રાખવાની રાણીબાની આજ્ઞા છે, એમ ને? હા, મોટાની આજ્ઞા તો પાળવી જ જોઇએ. હં, પણ પેલાં બધાં ચાલ્યાં કેમ ગયાં?

ઉત્કલાઃ એવી એમને રાણીબાની આજ્ઞા છે.

પુષ્કરઃ ઓ, એ વળી બીજી આજ્ઞા!

ઉત્કલાઃ હા કુમાર! એ જ હું પૂછતી હતી આપને. અહીં ઘુંઘટ કેમ રાખવાનો મારે? મારે ત્યાં તો હું ઘુંઘટ નહોતી રાખતી અને ત્યાં તો હું બધાં સાથે રમતી.

પુષ્કરઃ કોણ જાણે! તને પેલાં લોકોએ શીખવાડ્યું ખરૂં ને? હશે. પણ તને અહીં ગમે છે?

ઉત્કલાઃ એમ તે કંઇ ગમે?

પુષ્કરઃ ઠીક, ઠીક, ત્યારે તો પેલાં બધાં ચાલ્યાં ગયાં એમને પાછાં બોલાવીએ. અરે કોઇ છે કે?

અનુચરઃ અંદર આવું મહારાજ?

પુષ્કરઃ ત્યાર વગર તને બોલાવ્યો? જા, પેલાં બધાંને પાછાં બોલાવી લાવ.

અનુચરઃ એ લોકો નહિ આવે મહારાજ!

પુષ્કરઃ તું જા, મારા નામથી કહે. કુમારની આજ્ઞા છે.

[અનુચર જાય છે.]

ઉત્કલાઃ કુમાર! તમે યે આજ્ઞા આપવા લાગ્યા હવે તો.

પુષ્કરઃ હારતો, શું કરીએ? આ આવ્યાં પેલાં બધાં. તમે બધાં અહીં રમો. ચાલો આપણે બધાં રમીએ.

દાસીઓઃ ના, ના, તમે બે એકલાં રમો. અમને તો ચાલ્યાં જવાની આજ્ઞા છે.

પુષ્કરઃ પણ હું કહું છું ને રમો?

દાસીઓઃ ના, અમારાથી હવે નહિ રમાય.

ઉત્કલાઃ કુમાર! જવા દોને એમને. આપણે એકલાં રમીશું.

પુષ્કરઃ સારૂં, જાઓ. પણ તમારામાં અંજની નથી આજે? એને મોકલો અહીં.

એક દાસીઃ કુમાર! અંજનીબાળા હવે નહિ આવે. એ તો ગયાં સાસરે. કુંવરીબાને નગર. ઉત્કલાબા અહીં આવ્યાં અને અંજનીબાળા ત્યાં ગયાં.

પુષ્કરઃ કંઇ કારણ?

એક દાસીઃ કારણ શું વળી? અંજનીબાળા પ્રભાસ દેશના પ્રધાનપુત્ર સાથે પરણ્યાં છે તેથી વળી? કુમાર! આજે આ ગાંડાં શાં કાઢો છો?

પુષ્કરઃ હું ગાંડાં કાઢું છું એમ ને? વારૂ જાઓ.

[જાય છે.]

ઉત્કલા કુંવરી! સાસરૂં એટલે?

ઉત્કલાઃ કોણ જાણે! હું યે સાસરે જ આવી છું ને? એવું હશે કદાચ.

પુષ્કરઃ એમ જ હશે કંઇ. ચાલો ત્યારે આપણે રમીએ. શું રમીશું? સેતરંજ? સોગટાં? તમને શું વધારે ગમે છે? હા, પણ ઘુંઘટ નડશે; કાઢી નાખો ઘુંઘટ.

ઉત્કલાઃ ના, કોઇ વઢશે, કુમાર! લગ્ન વખતે પણ રખાવ્યો હતો ખરૂં ને? તમને કંઈ યાદ છે?

પુષ્કરઃ લગ્ન વખતે? હા, હા. આપણે વરવહુ થયાં ત્યારે.

ઉત્કલાઃ હા કુમાર ! તમે વર અને હું વહુ એમ બધાં કહેતાં હતાં. વરવહુ એટલે ?

પુષ્કરઃ ચાલો આપણે જરા બહાર બાગમાં, ત્યાં ફરીશું જરી.

ઉત્કલાઃ એ તો ખરૂં; પણ બોલતા કેમ નથી, કુમાર ? વર-વહુ એટલે ?

પુષ્કરઃ શું બોલું ? એ તો કાલ સવારે યાદ દેવડાવજે. મને જ ખબર નથી.

ઉત્કલાઃ ત્યારે કાલે સવારે કેમ ?

પુષ્કરઃ શાસ્ત્રીજી ભણાવવા આવશે એને પૂછી જોઇશું.

ઉત્કલાઃ હા, હા, ઠીક ત્યારે. ચાલો ફરીએ. અને મારે હવે અહીં જ રહેવાનું, કુમાર ?

પુષ્કરઃ કેમ ? તને નથી ગમતું અહીં ? પ્રભાસ જવું છે ?

ઉત્કલાઃ એ તો જેવી આજ્ઞા.

પુષ્કરઃ હા, હા, અંજનીબાળાને તેડવા મોકલીશ ને તમને એ લોક મૂકતાં આવશે. ઠીક પડશે, કેમ ? ચાલો ફરીએ.

## પ્રવેશ બીજો

[કેરલ દેશના રાજ્યમહેલનો
એક ભાગ. સમય: સવાર]

પુષ્કર: સૂર્યોદય તો ક્યારનો થઇ ગયો અને હજી અંજની ન આવી! ગઇ કાલ સાંજની આવી છે, છતાં હજી ન આવી? પ્રભાસ દેશનાં પાણી લાગ્યાં કે શું? અહોહો, એક વર્ષ! કેટલું લાંબું..?

અંજની: ક્યાં છે કુમાર? તમને તો આખો રાજ્યમહેલ શોધી વળી.

પુષ્કર: એક વર્ષમાં આટલો બધો ફેરફાર? રાજ્યમહેલના માર્ગ પણ ભૂલી ગઇ લાગે છે! હું તો અહીં જ છું, અંજની!

અંજની: કહો કુમાર! શા સમાચાર? આજે તો તમારો જન્મદિન. આપણે છેલ્લાં ક્યારે મળ્યાં હતાં? એક વર્ષ પણ વીતી ગયું!

પુષ્કર: એ કાળના વેગ! પણ આ વર્ષ તો બહુ લાંબું લાગ્યું. હું તો સાંભર્યો યે નહિ હોઉં, ખરૂંને અંજની?

અંજની: કુમારને શું? ફાવે એમ બોલે. બાકી મારે તો ભગવાન સાક્ષી છે.

પુષ્કર: અંજની! ઓછું મા આણીશ. તને ઓળખવી મારે ક્યાં બાકી છે? કહે, એક વર્ષના શા સમાચાર?

અંજની: હું તો, કુમાર, એક પ્રશ્ન પૂછવા તલસી રહી છું. પ્રધાનપુત્રને રાજકન્યા વિના ત્યાં જરી નહોતું ગમતું, એમ કેમ?

પુષ્કર: હં, હં, પ્રધાનપુત્ર તો વામન ને?

અંજની: હા.

પુષ્કરઃ એને ઉત્કલા દેવી વિના નહોતું ગમતું? બરાબર, અને અહીં રાજકુમારને પ્રધાનપુત્રી વિના નહોતું ગમતું, એનું કેમ?

અંજનીઃ ત્યારે તો હું ખૂબ જ સાંભરી હઇશ.

પુષ્કરઃ ખૂબ જ, ખૂબ જ. તું ન ગઇ હોત તો એટલી બધી કદાચ ન સાંભરત. તું ગઈ ને તરત જ મારી સ્મૃતિ સળગી ઊઠી, અને એથી જ તો રાજકન્યાને મોકલી તને તેડાવી. એટલું કરતાં મારે શું શું કરવું પડ્યું? ઓ! અને એ એક વર્ષ પણ કેવું વીત્યું? સ્મરણોની આગના રહેલા અવશેષ સંભારતાં યે અત્યારે તો દુઃખદ સુખ થાય છે. આકાશના તારા જોઇને મને તારી આંખો સાંભરતી, અને સરોવરના નિર્મળ જલતરંગો જોઇ મને તારા હૃદયની ઊર્મિઓ યાદ આવતી. પ્રભાતના પહોરમાં સુંદર ખીલતાં પુષ્પો જોઇ મને તારૂં વદન સાંભરતું અને ઓ અંજની! મારી દરેક સ્વપ્નજાળમાં નિત્યે તું ગુંથાતી....

અંજનીઃ રે, એક વર્ષ તો કેવું વીત્યું! બાર વર્ષનો વનવાસ લીધો ન હોય જાણે!

પુષ્કરઃ અને તે યે છૂપે વેશે! મનમાં ઝંખના કોની થાય. અને આંખે ઝાંખી કોની થાય! હૈયાંએ તો જૂદાં ખોળીઆં જ ધારણ કર્યાં હતાં જાણે. મને તો તું ત્યાં જ લઈ ગઇ હતી, અને રાજકન્યા પણ એમ જ કોઇને લાવી હતી.

અંજનીઃ કોઇને? એ તો વામન ત્યારે!

પુષ્કરઃ વામન? પ્રધાનકુમાર જ ને?

અંજનીઃ હાસ્તો, તમે એને જોયા?

પુષ્કરઃ ઉત્કલા કુંવરીના દિલમાં જોયો એ જ.

અંજનીઃ હા, તો એ જ મારો વર.

પુષ્કરઃ ને તું એની વહુ?

અંજની: હાસ્તો અને અમે બે તેવાં તમે યે બે વરવહુ ને?

પુષ્કર: હા. હા. ઉત્કલા કુંવરી કહેતી હતી અહીં. પણ અંજની! તું ત્યાં ઘુંઘટ રાખતી હતી?

અંજની: ઘુંઘટ? હા. એ હું ત્યાં જ શીખી બરાબર. એ તમે કેવી રીતે જાણ્યું?

પુષ્કર: અહીં ઉત્કલા કુંવરીને રાખવો પડતો હતો ને રાજમાતાની એવી આજ્ઞા હતી.

અંજની: એથી તો બરાબર કોઇને જોઇ પણ ન શકાય. કુમાર! હવે હું ઘુંઘટ નહિ રાખું. પણ હજી પાછાં આણાં તેડાં થશે! મને તો ત્યાં જરી નહોતું ગમતું.

પુષ્કર: ના, ના. હવે વળી એ શું વારે વારે? હું મમત કરીશ. ઉત્કલાકુંવરી યે ભલે ત્યાં રહે. એને પણ અહીં જરી નહોતું ગમતું.

અંજની: તે ન જ ગમે વળી!

[બંને એક બીજા સામું જોઇ રહે છે. કોક દાસ દાસી, અનુચર, ડોકીઆં કરી જાય છે. કોઇ ખાલી હસીને, કોઇ મોં મચકોડીને, કોઈ ચિંતાગ્રસ્ત થઇને તો કોઈ કુતૂહલભરી આંખે જોઈ જાય છે.]

અંજની: કુમાર!

પુષ્કર: અંજની!

અંજની: પુષ્કર!

પુષ્કર: ઓ અંજની! કહે, શું કહે છે?

અનુચરી: ઓ! અંજનીબાળા ને કુમાર તો અહીં વાતો કરે છે. અંજનીબાળા, જાઓ તમને માતાજી બોલાવે છે.

પુષ્કરઃ કોણ છે એ? જાઓ, અંજની નહિ આવે હમણાં.

અનુચરીઃ પણ કુમાર! આ ન શોભે, અને રાજ......

પુષ્કરઃ બસ, મારે કંઇ નથી સાંભળવું. જાઓ. મને મારી અંજનીના બોલ સાંભળવા દો. હું તો એને જ બોલતી સાંભળ્યા કરીશ. અને એને જ આંખો થાકે નહિ ત્યાં સુધી જોયા કરીશ. આજે મારો જન્મદિવસ છે. અને મારી ઇચ્છા તે આજે આજ્ઞા છે. મારે હૈયે આજે તો એને હુલાવીશ, અને પગ થાંભલા થઈ જાય ત્યાં સુધી એને ઝાલીને ઊભો રહીશ. આવ, આવ અંજની! આવ આજે અંજની મારી છે. બીજા કોઇની નહિ. આજે અંજની નહિ આવે.

અંજનીઃ પુષ્કર! મારા પુષ્કર!

પુષ્કરઃ અંજની! અંજની! તું અનુપમ છે. બોલ, મારી અંજની!

અંજનીઃ પુષ્કર! આજે તને કેટલામું વર્ષ બેઠું?

પુષ્કરઃ સત્તરમું. હા, હા. આજે મારો જન્મદિન છે. અંજની આવ, આવ. આપણે સાથે સૂર્યપૂજા કરીએ. આટલો સમય તું ક્યાં હતી, સુંદર, દિવ્ય અંજની? તારો આત્મા મારામાં ગુંજી રહ્યો છે. ક્યાં હતી? કહે!

અંજનીઃ પુષ્કર! હું અહીં જ છું; સદાની અહીં જ છું. એક વર્ષ માટે જીવનના સાચા માર્ગથી હું ભૂલી પડી હતી, પુષ્કર!

## પ્રવેશ ત્રીજો

[કેરલ અને પ્રભાસ દેશની સરહદને છૂટી પાડતા સ્નેહ સરોવરને તીરે. સમય: સાંજ.]

અંજની: પુષ્કર! આપણે ઘણું ચાલ્યાં. અહીં બેસીએ આપણે. જો ને, સ્નેહસરોવર પણ કેટલું રમણીય લાગે છે? અહીંથી આજે એનાં છેલ્લાં દર્શન.

પુષ્કર: એમ... ..? અને મનેયે તારાં આજે છેલ્લાં દર્શન.

અંજની: કેમ શા વિચારમાં છે, પુષ્કર? બોલતો કેમ નથી?

પુષ્કર: કંઈ નહિ, અંજની! એ જ કે પ્રેમ આવો હોય છે.

અંજની: હા. મેં યે જાણ્યો'તોસ્તો. કેવો અદ્દભુત!

પુષ્કર: ના, અદ્દભુત નહિ. કેવો અમર! ચાલો આપણે બેસીએ.

અંજની: જેવી કુમારની ઇચ્છા.

પુષ્કર: અહો, મારી ઇચ્છાને વશ તું થતી જાય છે!

અંજની: થવું જ પડેને? કુમાર! તમે બોલો છો એમાં મને મારો બોલ જ સંભળાય છે, અને બધું સાચું જ લાગે છે.

પુષ્કર: ખરે, પ્રેમ આંધળો છે.

અંજની: જોયું ને? પ્રેમ પગલે પગલે કંઇ નવું જ બતાવે છે. અંજની! એક વર્ષ વીત્યું, તને અહીં આવ્યાને. અને આ એક વર્ષમાં શા શા ચમત્કાર જોયા? તું રોજ મળતી, અને તને મળવાનું મન થતું એ ચમત્કાર નહિ? તને રોજ નિહાળતો, અને રોજ તું નવી નવી દેખાતી. આ જ તારૂં વદન, આ જ મારી આંખો, છતાં તારા દર્શનની મને નવી ઝાંખી અને નવી તૃષા થયા જ કરે છે. અંજની! મારી આખોમાં જો! ઊંડું

ઊંડું જો. મારો આત્મા તને કેવો. . . . . . . . .

અંજની: પુષ્કર! તારા કુમળા ફૂલ જેવા બોલથી મારૂં હૃદય ઢંકાઇ જાય છે. પણ એ ફૂલબોલની સોડમ મને આલ્હાદે છે.

પુષ્કર: ના, ના, મારા શ્વાસોચ્છ્વાસથી એ નીકળે છે અને મારો પ્રાણવાયુ બની મને નવજીવન અર્પે છે.

અંજની: પુષ્કર, મને તારા હૃદયમાં ગુંગળાવી દે! ઓ પુષ્કર! એક વાર, છેલ્લી વાર; કાલ તો કોણ જાણે ક્યાં હઇશું!

પુષ્કર: આવ, આવ, મારી અંજની! . . . . . . . . . પેલે પાર, જો કોઇ આપણા જેવાં જ બે જણાય છે.

અંજની: આપણા ઓળા હશે કદાચ!

પુષ્કર: ના, ના, ઓળા તે ત્યાં હોય? આપણે બે જ આપણા ઓળા છીએ ને?

અંજની: સરોવરપાળે કોઇ ફરવા આવ્યું હશે. સ્નેહસરોવરીએ આપણે જ એકલાં થોડાં આવી શકીએ?

પુષ્કર: હા, એમ હશે કદાચ. આ તો સામી પ્રભાસ દેશની સરહદ ને? તેં તો જોઈ હશે. ત્યાંનાં જ કોઇ હશે.

અંજની: હા. હા. ત્યારે તો સમજી એ કોણ તે!

પુષ્કર: હું યે સમજ્યો! એ પણ આપણી માફક ફરવા આવ્યાં લાગે છે, અને આ બાજુએ આવતાં જણાય છે.

અંજની: એમને આવવા દઇશું, કે આપણે ત્યાં જઇશું?

પુષ્કર: એ તો ઉડાડે.

અંજની: ચાલો ઊડીએ ત્યારે. કુમાર! ગાંડા ન થાઓ, એ લોકો આવી યે પહોંચ્યા.

[ઉત્કલા અને વામન કરબદ્ધ ત્યાં આવી પહોંચે છે.]

ઉત્કલાઃ અમે તમને ત્યાંથી જોયાં.

વામનઃ અને આ બાજુ આવ્યાં. આપની સરહદમાં આવ્યા તે ક્ષમા કરશો.

પુષ્કરઃ બહુ સારૂં કર્યું. અને એટલે દૂરથી ઓળખી શક્યાં અમને?

ઉત્કલાઃ કુમાર! કોણ ન ઓળખે?

[પળભર બધાં મૂગાં ઊભાં રહે છે.]

પુષ્કરઃ અમે ત્યારથી જ વાતો કરતાં હતાં. કાલે અંજનીબાળા પ્રભાસ આવવાનાં હતા અને મને તેડવા રસાલો આવવાનો હતો, એટલે ગૂંચવાતાં હતાં. અને તેથી આજે છેલ્લું કહી લેવા નીકળ્યાં છીએ.

ઉત્કલાઃ અને અમે યે એમ જ ધારીને ફરવા આવ્યાં છીએ. મને વામન વિના કેમ ગમશે?

પુષ્કરઃ અને અંજની વિના મને યે એવું અકારૂં લાગશે! તમને જોયાં તેમાં, નહિ તો અમે તો એવાં ભેટીને બેસતે!

ઉત્કલાઃ હા. અમે યે એમ જ ઊડવાનાં હતાં, ખરૂં ને વામન? પણ કહે છે ને કે કોઇને દેખતાં ભેટાય નહિ?

વામનઃ શા વિચારમાં છો અંજનીબાળા?

અંજનીઃ એ જ કે આ કેમ સહેવાય? કંઈ મોટી ભૂલ થઇ લાગે છે.

વામનઃ હા. એક ભૂલ તો ખરી; આપણાં લગ્ન થયાં તે.

અંજનીઃ ને આ બીજી, પ્રેમ પ્રગટ્યો તે.

ઉત્કલાઃ ત્યારે તો બંને ભૂલ સાચી.

પુષ્કરઃ એમ તે કંઇ હોય? ગમે તે એક ભૂલ ખોટી.

વામનઃ ખરેખર; ત્યારે તો લગ્ન થયાં એ જ મોટી ભૂલ.

પુષ્કરઃ લગ્ન સમયે હું તો ઉત્કલા કુંવરીમાં અંજનીદેવી દેખતો હતો.

ઉત્કલાઃ અને મારા મનમાં યે વામનદેવ જ રમી રહ્યા'તા.

અંજનીઃ વામન, ત્યારે હવે કરવું શું?

પુષ્કરઃ નિર્ણય; આપણે પાછાં જઇએ ને રાજઆજ્ઞા વર્તાવીએ. હું રાજા થઈશ ને અંજની રાણી થશે.

ઉત્કલાઃ હાં હાં. ને હું રાણી થઇશ અને વામન મારો રાજા થશે. જય જય રાજકુમાર!

પુષ્કરઃ જય જય રાજકુંવરી!

(જતાં જતાં)

ઉત્કલાઃ પણ કુમાર! એક અમસ્થો પ્રશ્ન. રાજા થઇ મારી સાથે સંગ્રામ ખેડશો કે સંધિ ખેલશો?

પુષ્કરઃ એ તો કુંવરી! ન જાણું, પણ દૈવને આધીન.